# ખોજા શીઆ ઈમામી

# ઈસમાઈલીઆ કાઉનસીલના

# કાયદાની બુક.

## રંગુન.

# ખોજા શીઆ ઇમામી ઇસમાઇલીઆ

# કાઉનસીલના કાયદાની બુક.

રંગુન.

પ્રકરણ પહેલું તથા બીજું.



ઇસવીસન ૧૯૧૦ હીજરીસન ૧૩૨૮

શ્રી કુબેર ભંડારી સ્ટીમ પ્રીન્ટીંગ પ્રેસ.

# સાંકળીઉં.



## પ્રકરણ ૧ લું.

# પ્રકરણ બીજું.

# ખોજા શીઆ ઈમામી ઇસમાઇલીઆ કાઉનસીલના કાયદાની બુક.



# રંગુન



હજરત મૌલાના ધણી સલામત દાતાર, હીઝ હાઈનેસ સર સુલતાન મહમદશાહ જી. સી. આઈ. ઈ. નામદાર આગાખાનને માનનારા શીઆ ઈમામી ઈસ્માઈલી ખોજા જમાતના ભલા અરથે, નામદાર આગાખાન સાહેબના હુકમથી, ઈસ્માઈલીઆ કાઉનસીલે બાંધેલા અને જમાતમાં પબ્લીક જાહેર કરવામાં આવેલા કાયદા, જે પ્રમાણે હવેથી અમલ કરવામાં આવશે. તે કાયદા અને કાઉનસીલના મેમ્બરોનાં નામ નીચે મુજબ છે.

## કાઉનસીલના મેમ્બરો.

૧ પ્રેસીડંટ મુખી જીવાભાઇ ભાણજી

૨ વાઇસ પ્રેસીડંટ કામડીઆ ખટાઉભાઇ ફદુવાણી

૩ અમલદારી મહમદભાઇ જસરાજ

૪ ,, અલીભાઈ મહમદ

૫ ,, મહમદભાઈ કુવરજી

૬ ,, ઈસમાઈલભાઈ હકીમજી

૭ ,, કાનજીભાઈ નાનજી

૮ ,, ઈબરાહીમભાઈ વીરજી કામડીયા.

ઉપર લખ્યા પ્રમાણે મેમ્બરોમાંથી કોઈના હુદાનો ફેરફાર નામદાર આગાખાન સાહેબ કરશે અથવા બીજા કોઇને હુદ્દો આપશે, તો તે શખસ તે પદવી પ્રમાણે હુદો ભોગવશે.

## પ્રકરણ ૧ લું.

૧ દર રવીવારે જમાતખાનામાં કાઉનસીલ ભરવી, તેનો ટાઇમ સવારના રંગુનના ૯ વાગે કાઉનસીલના મેમ્બરો હાજર થાય, અને ૯–૧૫ મીનીટે કામ શરૂ કરે અને ૧૨ વાગે બરખાસ્ત કરવી. જો કામ નહીં હોય તો વેલાસર બંધ કરવી.

૨ કાઉનસીલમાં ઓછામાં ઓછા ચાર મેંમ્બરો હાજર હોય, તોપણ કામ ચલાવી ચુકાદો આપશે, તે બધા મેંમ્બરો બહાલ રાખવાને બંધાએલા છે.

૩ કોઇપણ જરૂરના કામ પ્રસંગે અરજંન્ટ કાઉનસીલ ભરવી, તેના માટે, પ્રેસીડંટે મેમ્બરોને માણુસ મારફતે બે કલાક અગાઉથી ખબર આપવી અને ખાત્રી બદલ બુકમાં સહી લેવી; તેમાં જે ટાઇમ આપવામાં આવ્યો હોય, તે ટાઇમ ઉપર છેવટ ચાર મેંમ્બરો હાજર થયા હોય, તો તેપણ કામ ચલાવી ચુકાદો આપે તે બધા મેંમ્બરો બહાલ રાખવાને બંધાએલા છે. ઘણા અગત્યના કામ પ્રસંગે રોકાયા નહીં હોય, તો બધા મેંમ્બરોને આવવા ફરજ છે.

૪ કાયદા પ્રકરણ પહેલાની કલમ ત્રીજીમાં જણાવ્યા પ્રમાણે અરજંન્ટ કાઉનસીલ ભરવાની અખતીયારી પ્રેસીડંટની છે. તે કોઇપણ વખતે કાઉનસીલ ભરવાને સત્તાદાર છે.

૫ કાઉંનસીલને ખાનગી કામકાજ કરવાનું હોય, તો દરવાજો બંધ રાખવો અને પબ્લીક કામ માટે દરવાજો ખુલ્લો રાખવો.

૬ કાઉનસીલની દર બેઠક વેળાએ, કામકાજ શરૂ કરતાં, પ્રેસીડંટની જગા કોણે લેવી તે વિષે સેક્રેટરીએ જાહેર કરવું. કામકાજ શરૂ થયા પછી, જો કાઉનસીલમાં નીમાએલા પ્રેસીડંટ કરતાં ચડતા હુદ્દાનો મેમ્બર આવશે તેને પ્રેસીડંટના હુદ્દાનો હક આપવામાં આવશે નહીં. તેમ તેનો વોટ પ્રેસીડંટ તરીકે કબુલ કરવામાં આવશે નહીં.

૭ કાઉનસીલની બેઠક દરમીયાન પહેલે અરજીઓ સાંભળવી, અને તેને લગતી ફી તથા તેને લગતો કેસ ચલાવવાના ટાઇમ વિષે ઓરડર કરવો.

૮ કાઉનસીલ દરમીયાન પ્રેસીડંટ બેઠા છતાં પોતાનો હક નહીં બજાવે તો નંબરના અનુક્રમે, તેથી ઉતરતા અધીકારીઓએ પ્રેસીડંટનો હક ભોગવવો.

૯ કોઇપણ કેસનો ચુકાદો આપવા માટે લખીતવાર વધારે મતે ફેંસલો કાયમ રાખવો. અગર જો બેઉ પારટીમાં સરખા મત થાય, તો જે તરફ પ્રેસીડંટ હોય, તે ચુકાદો બહાલ રાખવો. પ્રેસીડંટની ગેરહાજરીમાં તેઓથી ઉતરતા નંબરવાળાઓ પ્રેસીડંટનો હક ભોગવશે.

૧૦ કાઉનસીલમાં દરેક મેમ્બર પોતા તરફથી જે અભિપ્રાય આપે તેની સહી કરે. વધારે મતે પસાર થએલા ચુકાદાને થોડા મતવાળાઓએ મંજુર રાખવો. સરવે મેમ્બરોએ તે ચુકાદા ઉપર સહીઓ કરવી અને તે ચુકાદો દીલોજાનથી અમલમાં લાવવો.

૧૧ કાઉનસીલના મેમ્બરોમાંથી કોઈ મેમ્બરે કોઇ કેસ વિષે કાઉનસીલ દરમીયાન અથવા બહાર એક બીજાની ખાનગી સલાહ લેવી નહીં. અને કાઉનસીલના મેમ્બરો સિવાય, બીજા કોઇ માણુસને હકીકત જણાવવી કે તેની સલાહ લેવી નહીં. અગર જો તેથી વિરૂદ્ધ ચાલે તો મજકુર કેસમાં તેને મત દેવાનો અથવા બોલવાનો હક નથી.

૧૨ કાંઉનસીલની પ્રાઇવેટ બેઠક વેળાએ કાઉનસીલના આઠ મેંમ્બરો સિવાય બીજા કોઇને લાવવો નહીં, તેમ કોઇને આવવા દેવો નહીં.

૧૩ કાઉનસીલમાં જે કામ આવે, તેનો નીકાલ તરત લાવવો. જરૂરી કારણુ સિવાય કેસ લંબાવવો નહીં.

૧૪ કાઉનસીલ બરખાસ્ત કરતી વખતે, કાઉનસીલના મેંમ્બરોએ એક બીજાના હાથ મીલાવી, અંતઃકરણુમાં દ્વેષભાવ ન રાખતાં, ખુશી ખુશાલીની સાથે કાઉનસીલનું મકાન છોડી જવું.

૧૫ કાઉનસીલના કામકાજ માટે એક સેક્રેટરી હમેશાં રાખવો.

૧૬ કાઉનસીલમાં વાદી, પ્રતિવાદી અને સાક્ષી વગેરેની જુબાની લેતી વખતે, નીચે પ્રમાણે સોગંદ ખવડાવવામાં આવશે.

# સોગંદ.

"હું પોતાના સત્ય ધરમથી, ખુદાને હાજર જાણી, સાચું બોલીશ. સાચ સિવાય કાંઇ પણ ખોટું બોલીશ નહીં."

અગર બીજી કોઇ ન્યાયની કોરટોમાંથી કોઇપણ શીઆ ઇમામી ઇસ્માઇલી નામદાર આગાખાનના મુરીદને આપણા જમાતખાનામાં સોગંદ

ખવરાવવા મોકલે, તો તેને ઉપર પ્રમાણે સોગંદ ખવરાવવામાં આવશે; પણ તે વખતે બીજા ધરમવાળાઓને આવવા દેવામાં આવશે નહી.

૧૭ કાઉનસીલમાં ફરીયાદ કરનાર શખસોએ પોતાની અરજી રવિવાર સિવાય, દરરોજ દીવસના આઠથી દશની અંદર કાઉનસીલની ઓફીસમાં સેક્રેટરીને પોંચાડવી.

૧૮ કાઉનસીલમાં કેસ દાખલ કરનાર શખસે લખીત અરજીથી ફરીયાદનામું દાખલ કરવું, તેની ફી ગરીબ વર્ગ પાસેથી આના દશ, તથા તવંગર પાસેથી રૂપીઆ સવા લેવામાં આવશે. તે ફી નક્કી કરવાનું કામ પ્રેસીડંટ તથા વાઇસ પ્રેસીડંટના અખતીયારમાં છે.

૧૯ કાઉનસીલની અંદર કોઇપણ કેસ દાખલ કરનાર શખ્સે પોતાની સંપૂર્ણ દલીલો અરજીમાં દાખલ કરવી. તેમજ પ્રતિવાદીએ જવાબનામું લખીત આપવાથી બેહેતર થશે.

૨૦ કાઉનસીલે કેસ ચલાવવા માટે વાદી અને પ્રતિવાદીઓને નોટીસથી ખબર આપવી કે તેઓ પોતાના શાક્ષી પુરાવા સાથે નોટીસમાં સુચવેલા ટાઇમપર હાજર થાય. અગર કોઇ શાક્ષી હાજર નહીં થાય અને ભથું માંગે, તો દરેક સુનાવણી દીઠ રૂપીઆ એક તે સાક્ષી લાવનાર પાસેથી અપાવવો, છતાં જો કોઇ સાક્ષી દેવા નહીં આવે, તો તે શખસને કોઇબી વખતપર કાઉનસીલ તરફના લાભ આપવામાં આવશે નહીં.

૨૧ કાઉનસીલના કોઇ મેંમ્બરે ઘરમેળે કોઇનો કેસ સાંભળવો નહીં, અથવા કોઇ લાગતા વળગતા પાસેથી પણ સાંભળવો નહીં. અગર સાંભળે અથવા ફેંસલો કરે અથવા કાંઇપણ મત આપે અને તેજ કેસ જો કાઉનસીલમાં આવે તો ઉપર લખ્યા મેંમ્બરને તે કેસ દરમીયાન બેસવાનો હક નથી. અગર મજકુર મેંમ્બર કહે કે મેં આ કેસ સાંભળ્યો નથી, તો તે તેના ઇમાન ઉપર છે.

૨૨ કાઉનસીલનું કામ ચાલતાં દરમીયાન કોઇ મેંમ્બર અઘટીત બોલે અથવા કોઇનું અપમાન કરે, તો પ્રેસીડંટ અથવા વાઇસ પ્રેસીડંટ તેને તરત અટકાવે, છતાં નહીં સમજે તો કાઉનસીલની બે ત્રણ બેઠક દરમીયાન તેને આવવા દેવો નહીં, તેમ છતાં પણ પોતાની ચાલ નહીં સુધારે, તો વધારે મતે તેને કાઉનસીલમાંથી બર તરફ કરવો અને નામદાર આગાખાન સાહેબની હજુરમાં તે વિષે અરજ ગુજારવી.

૨૩ કાઉનસીલનો કોઇપણ મેમ્બર કાઉનસીલની કોઇપણ બેઠકમાં જરૂરના કારણસર હાજર થઇ શકતો ન હોય તો તેણે તેમ થવાનું કારણ ટુંકમાં લખીને કાઉનસીલની તેજ બેઠક દરમીયાન મોકલી આપવું અને તેવાં લખાણોની કાઉનસીલમાં નોંધ રાખવી અને વરસ દહાડે તેનો રીપોર્ટ સરકાર આગાખાન સાહેબની હજુરમાં પેશ કરવો.

૨૪ કાઉનસીલમાં કામકાજ ચાલતું હોય તે દરમીયાન કોઈ મેમ્બર બહાર જવા માંગે તો તેણે પોતાનું કારણ પ્રેસીડંટને જણાવવું. જો પ્રેસીડંટ તે કારણને ઘટતો ઇનસાફ નહીં આપે તો તે ઉપર કાઉનસીલના મત લેવા. અગર કારણ જણાવવા યોગ્ય નહીં હોય, તો માંગણી કરનાર ગ્રહસ્થના ઇમાન ઉપર આધાર રાખવો.

૨૫ કાઉનસીલમાં કામકાજ ચાલતું હોય તે દરમીયાન કારણસર અથવા વગર કારણે કોઈ મેમ્બર અથવા મેમ્બરો કાઉનસીલમાંથી ઉઠી જાય, તો કાઉનસીલનું કામ બંધ કરવું નહીં. છેવટે ચાર મેમ્બરો રહે તેઓને પણ ચુકાદો આપવાની સત્તા છે.

૨૬ કાઉનસીલમાં ચાર મેમ્બરોને કેસ ચલાવી ફેંસલો કરવાનો હક છે. પણ તેઓને જો કેસ મુલતવી રાખવાની જરૂર જણાય, તો તે મુલતવી રાખવો. અને બીજી બેઠક વેળાએ જ્યારે તે કેસ નીકળે, તો તે કેસ વિષે ફરીથી જુબાનીઓ લેવી નહીં, અને ગઈ વખતે ચાલેલી હકીકત જે લખી લેવામાં આવી હોય, તે કાઉનસીલના વાઇસ પ્રેસીડંટ વાંચી સંભળાવશે, તે ઉપર ધ્યાન પહોંચાડી વધુ મતે ચુકાદો આપવો.

૨૭ કાઉનસીલને લગતી ખાનગી ખબરો કોઇપણ મેમ્બર બહાર પાડે છે એમ જો સાબીત થાય, તો તે વિષેનો રીપોર્ટ નામદાર આગાખાન સાહેબને કરવો, તેનો જવાબ ફરી વળે ત્યાં સુધી મજકુર મેમ્બરને કાઉનસીલમાં આવતાં અટકાવવો.

૨૮ અમુક કોઈપણ કારણસર કાઉનસીલને જનરલ કમીટી ભરવાની જરૂર જણાય, તો તેમ કરવાને કાઉનસીલને સત્તા છે.

૨૯ કાઉનસીલ સિવાય, કોઇ બીજા માણસની સલાહ મસલહતની જરૂર પડે, તે માણસ જો કાઉનસીલમાં આવી શકે તો બેહેતર, નહીં તો, તેની પાસે એક અથવા બે મેમ્બર મોકલી તેની સલાહ લેવી.

૩૦ કોઇપણ શખ્સ સાક્ષી હોય, ને કોઇ વાજબી કારણસર કાઉનસીલમાં હાજર નહીં થઇ શકે, અને તે ગામમાં હોય, તો કાઉનસીલની મંજુરીથી એક અથવા બે માણસોને મોકલીને તે સાક્ષીની જુબાની મંગાવી લેવી. અને જો કોઈ સાક્ષી બહારગામ હોય, તો ત્યાંની જમાત અથવા જમાતને લાગતા વળગતાઓ મારફતે તેની જબાની મંગાવવી.

૩૧ કેસ સુનાવણી વખતે વાજબી કારણ વગર વાદી હાજર ન થાય, તો કેસ કાઢી નાંખવો. અગર પ્રતિવાદી હાજર ન થાય, તો વાદી તરફના પુરાવા તપાસી કાઉનસીલ પોતાનો ચુકાદો આપશે. અને જો બંને પક્ષકારો હાજર ન થાય, તો કેસ કાઢી નાંખવામાં આવશે, અને ફરીથી પક્ષકારો તે કેસ ચલાવવા માંગતા હોય, તો કોઇપણ પક્ષકારોએ કારણો જણાવવાં. જો કાઉનસીલને તે કારણો વાજબી જણાશે, તો કેસની ફી લઈ કેસ ચલાવવામાં આવશે.

૩૨ કાયદા પ્રકરણ પહેલાની કલમ ૩૧ માં જણાવ્યા પ્રમાણે, વાદી, પ્રતિવાદી અથવા બંને પક્ષકારો ફરીથી કેસ દાખલ કરવા માંગતા હોય, તો દરેક કેસ દીઠ રૂપીઆ અઢી લઇ તે કેસ ચલાવવામાં આવશે. પણ કેસ ફરીથી ચલાવવા માટેની અરજી ફેંસલો આપ્યા પછી દીવસ પંદર બાદ આવશે, તો તે અરજી મંજુર રાખવામાં આવશે નહીં. અગર કાઉનસીલમાં કેસ દાખલ થયા અગાઉ કોઇ પક્ષકાર અરજી પાછી ખેંચી લેવા માંગે તો તેની અરજી કાઢી નાંખવી અને મજકુર ફીના રૂપીઆ અઢીમાંથી રૂપીઓ સવા પાછો આપવામાં આવશે.

૩૩ કેસ ચાલતાં દરમીયાન જે સવાલ એક વખત પુછાઇ ગયો હોય તેની મૂળ મતલબની ચોખ કરવી હોય, તો બીજા શબ્દોમાં પુછપરછ કરવી. પણ વારંવાર તેજ સવાલ હઠીલાઇથી પુછવા દેવામાં આવશે નહીં. તેમજ મજકુર કેસને લગતા ન હોય, તેવા સવાલો પણ પુછવા દેવામાં આવશે નહીં. જબાની આપતી વેળાએ જે મતલબ વિષે એકવખત બોલી ચુકાયું હશે, તે વિષે ફરીથી બોલવા દેવામાં આવશે નહીં. અગર જબાની આપનાર હઠીલાઇથી બોલવા જશે, તો તેનો અટકાવ કરવા પ્રેસીડંટનો હક છે.

૩૪ કાઉનસીલનું કામ ચાલતાં દરમીયાન, મેમ્બરોને પુછપરછ કરવી હોય, તો પ્રેસીડંટની રજા લઇ તેમ કરવું. મેમ્બરોને મત આપવા માટે બે

વખત પુછવાનો ધારો. ૩. દરેક મેમ્બરે પોતા તરફથી જે ખુલાસો કરવો હોય, તે પેહેલાજ વખતમાં કરવો. બીજા વખતમાં તો ફકત "હા" કે "ના" નો જવાબ આપવો. તેમજ તેને લગતો અમુક ઠેરાવ ટુંકમાં કહેવો.

૩૫ કોઇપણ કેસ કાઊનસીલમાં દાખલ થઇ ચુકયો હોય, તો લાજમ છે કે કાઊનસીલે તે કેસ ચલાવી ચુકાદો કરવો. પણ કાઊંનસીલના ચુકાદા પેહેલાં જો પક્ષકારો પોતપોતામાં સમજુતી કરે, અને તે માટેની ખબર લખીતથી બેઉ પક્ષકારો પોતાની સહી સાથે કાઊનસીલને મોક-લાવી આપશે, તો તે કેસ કાઊનસીલ કાઢી નાંખશે. અને કેસ ચાલ્યા પછી કોઇ પક્ષકાર કાઊનસીલના ઠરાવથી બહાર જાય અથવા કાઊનસી-લને દાદ નહીં આપે, તોપણ કાઊનસીલે કેસ ચલાવી વધુ મતે ચુકાદો આપવો. અને કોઈપણ પક્ષકાર મજકુર ચુકાદાનો અનાદર કરે, તો તેને બીજી વખતે કાઊનસીલ તરફનો લાભ આપવામાં આવશે નહીં.

૩૬ કાઊંનસીલે કોઇ શખ્સ ઉપર કોર્જની રકમ સાબીત કરી હોય તો તે શખ્સ પાસેથી મજકુર રકમ વસુલ કરવા માટે, કાઊનસીલે દીવસ આઠની અંદર ખુલાસો કરવો.

૩૭ દરેક કેસ ચાલતી વેળાએ કોઇપણ પક્ષકારના હીમાયતીઓને બોલવાનો હક નથી. અગર જો કોઇ બોલે, તો કાઊનસીલના પ્રેસીડંટે તેને અટ-કાવવો. છતાં નહીં માને તો કાઊનસીલમાંથી તેને બહાર કાઢી મુકવો. કેસ ચાલતી વેળા, સજા પામેલા માણસને બીજાને નેમવાની સત્તા આપવી.

૩૮ કેસ ચાલતી વેળાએ પક્ષકારે ગેરવાજબી બોલવું કે ઘોંઘાટ કરવો નહીં. અગર જો કોઇ તેમ કરશે તો પ્રેસીડંટે તેને અટકાવવો. છતાં નહીં માને, તો કાઊનસીલે વધુ મતે તેને સજા કરવી.

૩૯ કાઊંનસીલનું કામ ચાલતાં દરમીયાન, મેમ્બરો તથા પક્ષકારો સિવાય બીજા કોઇને બોલવાનો કે ઘોંઘાટ કરવાનો હક નથી. અગર કોઈ બોલે, તો પ્રેસીડંટે તેને અટકાવવો. છતાં નહીં માને તો કાઊનસીલ માંથી તેને કાઢી મુકવો.

૪૦ કાઊનસીલે જે કેસનો ચુકાદો આપી દીધો હોય, તે કેસ બીજી વખત કાઊંનસીલમાં દાખલ કરવામાં આવશે નહીં.

૪૧ કાઉનસીલે બાઈ અથવા ભાઈ કોઈને પણ સજા કરી હોય, તેની મદદે કોઈ અને કેટલા પણ આવે, તે મદદ કરનારાઓની વર્તણુ જો કાઉનસીલને ગેરવાજબી જણાય, તો તેઓ ઉપર કાઉનસીલમાં કેસ ચલાવી, વધારે મતે સજા કરવી.

૪૨ કાઉનસીલે કોઈ શખ્સને સજા કરી હોય, તે જો માફી માંગવા આવે, અને કાલાવાલા કરે, તો કાઉનસીલને વધારે મતે માફી બક્ષવાની સત્તા છે.

૪૩ કાઉનસીલે કોઈ શખ્સ ઉપર ગુનેહગારીની રકમ ઠેરાવી હોય, તે રકમ તેજ દીવસે વસુલ કરવી. જો કે તે અપીલ કરવા માંગતો હોય, તો પણ ગુનેહગારીની રકમ ડીપોઝીટ તરીકે તેજ દીવસે વસુલ કરવી.

૪૪ કાઉનસીલે કોઈ શખ્સને દંડ અથવા નાત બહારની સજા કરી હોય, તે જો અપીલ દાખલ કરે, તોપણ તેને થએલી સજા ચુકાદાના દીવસથીજ અમલમાં લાવવી.

૪૫ કાઉનસીલે કોઈ શખ્સને એક દીવસથી વધુ સજા જમાતખાનામાં આવવું બંધ કરવા માટેની કરી હશે, અને સજા પામેલો શખ્સ અપીલ દાખલ કરવા ચહાતો હશે, તો તેને અપીલનો હુકમ મળશે. પણ થએલી સજા ચુકાદાના દીવસથીજ અમલમાં મુકવામાં આવશે. અને સજા પુરી થયા પછી, જમાતખાનામાં દાખલ થવા માટે, કાઉનસીલની મંજુરી મેળવવી પડશે. તે સિવાય સજા પુરી થયા છતાં પણ જમાતખાનામાં દાખલ થઈ શકશે નહીં.

૪૬ પ્રકરણ પહેલાની કલમ ૪૫ માં જણાવ્યા મુજબ કોઈ શખ્સને એકથી તે પંદર દીવસને માટે, જમાતખાનામાં આવવાને બંધ કર્યું હોય, અને સજા પામનાર આસામી અપીલ દાખલ કરવા ચાહે, તો તેને અપીલનો હુકમ મલશે. અને દર એક દીવસ દીઠ રૂપીઓ સવા દંડ તરીકે લેવામાં આવશે. અને જમાતખાનામાં આવવાની છુટ દેવામાં આવશે. અને સજા પામનાર શખસને અપીલમાં સજા માફ થશે, તો કરેલો દંડ તેને પાછો આપવામાં આવશે.

૪૭ કાઉનસીલે કોઈ શખ્સને જમાતખાનામાં આવવા બંધ કર્યું હોય, અથવા નાતબહારની સજા કરી હોય, તે શખ્સ જો બહારગામ જાય, તો ત્યાંની જમાતને કાગળ મારફતે ખબર આપવી.

૪૮ કોઈપણ બાઈ માણસને કાઉનસીલમાં તેડાવવી હોય, તો ઇજતથી તેડાવવી, અને સભ્યતાથી પુછવું, યુક્તિસર સમજાવવું, છતાં જો તે નહીં માને અથવા કાઉનસીલમાં નહીં આવે, તો તેનો દંડ કરવો. તેથી પણ નહીં સમજે તો તેને જમાતખાનું બંધ કરવાને અથવા નાનબહાર કરવાને પણ કાઉનસીલને સત્તા છે.

૪૯ કાયદા પ્રકરણ પેહેલાની કલમ ૧૮ માં જણાવેલ ફી બાબત નક્કી કરવાનું કામ પ્રેસીડંટ તથા વાઇસ પ્રેસીડંટના અખતીયારમાં છે. અને પ્રેસીડંટ તથા વાઇસ પ્રેસીડંટે પોતાના ઇમાનથી વાજબી રીતે કરવું.

૫૦ કાઉનસીલે આપેલા ચુકાદાની નકલ તે કેસને લગતા પક્ષકારો માંગે તો તેના પાસેથી દશ આના ફી લઇને આપવામાં આવશે.

૫૧ કાઉનસીલમાં ચાલેલા કેસ વિષે કોઇ પક્ષકારને નામદાર આગાખાન સાહેબની હજુરમાં અપીલ કરવી હોય, તો તેના પાસેથી રૂપીઆ ૨૫) અંકે પચીશ લઇને આખા કેસની નકલ આપવામાં આવશે, અને તેના સાથે ફીના રૂપીઆની પહોંચ પણ આપવામાં આવશે.

૫૨ કાઉનસીલે આપેલા ચુકાદાની મતલબ કોઇ પક્ષકાર સમજી નહીં શકે, તે જો કાઉનસીલ પાસેથી સમજવા માંગતો હોય, તો તેના પાસેથી આઠ આના ફી લઇને કાઉનસીલમાં બંને પક્ષકારોની રૂબરૂ તે મતલબની ચોખ કરી આપવી.

૫૩ કાયદા પ્રકરણ પેહેલાની કલમ ૧૮-૪૯-૫૦-૫૧ મીમાં જણાવેલી ફી બાબે કોઈ શખ્સ અશક્ત હોય, અને માફી માંગે, તે જો પ્રેસીડંટને વાજબી જણાય, તો તેની માંગણી કબુલ રાખીને તેના પાસેથી ફી લેવી નહીં.

૫૪ કાયદા પ્રકરણ પેહેલાની કલમ ૫૧ મીની રૂએ, કોઇ શખ્સને અપીલ કરવી હોય, તે જો પોતા તરફના જરૂર જોગ સાક્ષી પુરાવા કે જેનાં નામ તેણે કેસની મૂળ તપાસ દરમીઆન દરશાવેલાં હોય, પણ કોઇ ખાસ કારણસર તે રજુ કરી શક્યો ન હોય, તે સાક્ષી પુરાવા જો કાઉનસીલની આગળ રજુ કરવા માંગતો હોય, તો કાઉનસીલના મેમ્બરો સિવાય, બીજા બે ચાર લાયક ગ્રહસ્થોનું કમીશન પ્રેસીડંટે નેમી, મજકુર તપાસનું કામ તેઓને સોંપવું. કમીશને તેની પુરતી તપાસ કરવી. તેમજ સામો પક્ષકાર મજકુર પુરાવા વિરૂધ્ધ જે ખુલાસો રજુ કરે, તેપણ તપાસીને, તમામ હકીકતનો રીપોર્ટ કાઉન-

સીલમાં મોકલી આપવો. કાઉનસીલે તે એ‌ચરીયાની નકલ પણ અપીલ કરનાર સખ્સને કેસની નકલ સાથે આપવી. તેમજ અપીલ કરનાર કોઈ દસ્તાવેજ અપીલની અરજી સાથે મોકલવા માંગતો હોય તો તે કાઉનસીલે પોતા પાસે રાખીને, તેની કોપી પણ કેસની નકલ સાથે આપવી.

૫૫ કાઉનસીલમાં ચાલેલા કેસની અપીલ બાબે ચુકાદા પછી દીવસ પંદરની અંદર અરજીથી માંગણી કરવી. ત્યાર બાદ તેની અરજી મંજુર રાખવામાં આવશે નહીં.

૫૬ કોઇપણ ઈસમાઈલી મુરીદને સાક્ષી પુરાવા પુછવા બાબે કોઇપણ મુલકથી કાઉનસીલ અથવા નાતના મુખી કામડીઆ કે વારસનું લખાણ આવે, તો કાઉનસીલ સિવાય, બીજા બેચાર લાયક ગ્રહસ્થોનું કમીશન પ્રેસીડન્ટે નેમી, તેની મારફતે સાક્ષી પુરાવા તપાસીને ખુલાસો મોકલી આપવો.

૫૭ કોઈપણ શીઆ ઇમામી ઈસમાઈલી નામદાર આગાખાન સાહેબનો મુરીદ આ કાઉનસીલના બાંધેલા કાયદાની કોપી જોવા માંગે, તો તેને નીચે લખેલી શરતો પ્રમાણે દેવા અથવા દેખાડવામાં આવશે.

એ. બેઉ પ્રકરણની નકલ લેનાર પાસેથી રૂપીઓ સવા ફી લેવામાં આવશે.

બી. એક પ્રકરણની નકલ લેનાર પાસેથી દશ આના ફી લેવામાં આવશે.

સી. કાયદાની બુક જે વેચાતી માંગે તેને વેચાતી આપવી.

ડી. બેઉ પ્રકરણ ફક્ત જોવા માંગે, તો તેની પાસેથી ચાર આના ફી લેવામાં આવશે.

ઈ. એક પ્રકરણ ફક્ત જોવા માંગે, તો તેની પાસેથી બે આના ફી લેવામાં આવશે.

એફ. ઉપલો લાભ લેનાર શખ્સને દર રવિવાર સિવાય, હમેશાં સવારના આઠથી દશ વાગાની અંદર આપવામાં આવશે.

૫૮ કાયદાના પ્રકરણ પેહેલાની કલમ ૫૭ મા જણાવેલ બાબતો વિષે, કોઇ અસલ બુકો દેખાડવામાં આવશે નહીં. તે અસલ બુકો તો ફક્ત આગાખાન સાહેબની હજુર પુર નુર વખતે અથવા જરૂર જોગ ટાંકણે બહાર કાઢવામાં આવશે. નહીં તો તે હમેશાં જમાતખાના

મધ્યેની તીજોરીમાં રેહેશે, અને નકલ લેનાર કે જોનાર શખ્સને તેની ખરી નકલ આપવામાં આવશે.

૫૯ કાઊનસીલે પસાર કરેલા કાયદાની બુકો કોઇપણ વખતે કોઈ કારણસર સરકાર દરબારે જાહેર કરવાની જરૂર જણાય, તો વગર અટકાવે કાઊનસીલે રજુ કરવી.

૬૦ પસાર થએલા કાયદાની બુકો, પ્રકરણ પેહેલા અને બીજા, બે ભાગમાં છપાવવી અને તેનો સરવે હક રજીસ્ટર કરી કાઊનસીલે સ્વાધીન રાખવો.

૬૧ આ કાયદાની બુકના પ્રકરણ પેહેલા તથા બીજામાં "કાઊનસીલ"—"આપણી કાઊનસીલ"—"રંગુન ખાતેની કાઊનસીલ"—"ઇસમાઇલીયા કાઊનસીલ"—"ઇસમાઇલી કાઊનસીલ" વગેરે જે વિશેષણો લખવામાં આવ્યાં છે, તે સરવે બરમા ટાપુ મધેના શીઆ ઇમામી ઇસમાઇલી ખોજા જમાત, નામદાર આગાખાનના મુરીદોના ભલા અરથે સ્થાપેલી કાઊનસીલનાજ નામ સમજવા.

૬૨ કોઇપણ દેશાવરથી રંગુન ખાતે જમાત, કાઊનસીલ, અથવા સરકાર સાહેબીને લગતો તાર કરવો હોય, તો તેનું સરનામું "ઇસમાઇલીઆ કાઊનસીલ" નામે તાર ઓફીસમાં રજીસ્ટર કરવામાં આવ્યું છે.

૬૩ બરમા ટાપુ મધેથી, કાઊનસીલ અથવા જમાત અને સરકાર સાહેબીને લગતા કામકાજના સમાચાર મૌલાના ધણી સલામત દાતારની હજુરમાં કોઇને લખવા હોય, તો તેની એક નકલ રંગુન ખાતેની કાઊનસીલમાં આપવી, તેની રીસીટ સેક્રેટરી પાસેથી લેવી, તેપણ પોતાના લખાણ સાથે ધણી સલામત દાતારની હજુરમાં મોકલી આપવી. અને કાઊનસીલે પણ તેને લગતા સમાચાર તેજ મેલમાં તરત મોકલવા. હવે સમાચાર લખનાર ધણી જો પોતાના લખાણની નકલ કાઊનસીલમાં નહીં આપે, તો તેનું લખાણ રદ બાતલ જશે, અને કાઊનસીલનો ગુનેહગાર થશે.

૬૪ કાયદા પ્રકરણ પેહેલાની કલમ ૬૩માં લખ્યા પ્રમાણે, અગરજો કાઊનસીલે રીસીટ આપ્યા છતાં, તેને લગતા સમાચાર મૌલાના ધણી સલામત દાતારની હજુરમાં પંદર દીવસની અંદર કાઊનસીલ નહીં મોકલી આપે, તો સમાચાર લખનાર આસામીનું લખાણ ધણી સલામત દાતારની હજુરમાં ખરા તરીકે માનવામાં આવશે.

૧૫ કાઉન્સીલ તરફથી જે કાંઇ લખાણ નામદાર આગાખાનની હજુરમાં મોકલવાં હોય, તે સીધાં તેવણ નામદારની હુજુરમાં મોકલવાં, તેની નકલ પણ બીજા કોઇને મોકલવી નહીં.

૧૬ મૌલાના ધણી સલામત દાતારની હુજુર પુર નુર સિવાય બીજા કોઈ પણ આસામીનું લખાણ આવે તે કાઉનસીલને લગના કામકાજને બંધન કર્તાં થશે નહીં. માટે તે લખાણપર અમલ કરવાની કાઉન-સીલને ફરજ નથી.

૧૭ પ્રકરણ પેહેલાની કલમ ૬૩ માં લખ્યા પ્રમાણે, કાઉનસીલ અથવા જમાત અને સરકાર સાહેબીને લગતાં કામકાજના સમાચાર મૌલાના ધણી સલામત દાતારની હજુરમાં કોઇને લખવાં હોય, તો તે અસલ લખાણ અને નકલ કાઉનસીલની રૂબરૂ રજુ કરવાં; કાઉનસીલે તે લખાણો તપાસવાં, અને અસલ તથા નકલનું લખાણ સરખું હોય, તો નકલ પોતા પાસે રાખવી, અને અસલ ઊપર કાઉનસીલના પ્રેસીડંટે સહી કરી દેવી. નહીં તો સહી વગરનાં લખાણો રદ બાતલ જશે.

૧૮ કાઉનસીલનો કોઇપણ મેમ્બર વગર કારણે કાઉનસીલની બેઠકમાં બે મહીના સુધી હાજર નહીં થાય, અને પછી ઊજર બતાવે, તો તેનાં બે જાતનાં ઊજરો વાજબી ગણવાં. તેમાં પહેલું બહારગામ ગએલો હોય, અને બીજું કે બીમાર હોય, એવી રીતે કે બહાર નીકળી શકતો નહીં હોય, તે સિવાય તેનો બીજો કોઇ પણ ઊજર વાજબી ગણવો નહીં. અને તેને કાઉનસીલમાંથી બરતરફ કરવો, અને તે વિષેની અરજ નામદાર આગાખાન સાહેબની હજુરમાં તારથી ગુજારવી. મજ-કુર ઠેરાવને જો કાઉનસીલ અમલમાં નહીં લાવે, તો ઇસમાઇલી મુરીદો માત્રને વાંધો લેવાનો અથવા ફરીઆદ કરવાનો હક છે.

૧૯ કોઇપણ મેમ્બર બરમા ટાપુના કોઇપણ ગામમાં ગયેલ હોય, તેને માસ ૭, અને હિંદુસ્તાન ગયેલ હોય તો વરસ બે, અને બરમા ટાપુ અથવા હિંદુસ્તાન સિવાય, દુનીઆના કોઇપણ ભાગમાં ગએલ હોય, તો તેને માટે વરસ ત્રણની છુટ આપવી. એ સિવાય કોઇપણ ઊજર વાજબી ગણવો નહીં. અને તેને કાઉનસીલમાંથી બરતરફ કરવો. તે વિષેની અરજ નામદાર આગાખાન સાહેબની હજુરમાં તારથી ગુજારવી. મજકુર ઠેરાવને જો કાઉનસીલ અમલમાં નહીં લાવે, તો

ઇસ્માઇલી મુરીદો માત્રને વાંધો લેવાનો અથવા ફરીયાદ કરવાનો હક છે.

૭૦ કાઉનસીલ જો લખેલા કાયદા વિરૂદ્ધ વરતે, તો દરેક ઇસમાઇલી મુરીદને હજુરમાં ફરીયાદ કરવાનો હક છે, પણ કોઇ શખસે અણ સમજથી હજુરમાં ફરીયાદ કીધી હોય, તેનો જો જવાબ નહીં આવે તો સમજવું કે તે ફરીયાદ રદ ગઇ છે.

૭૧ કાઉનસીલના મેમ્બરોમાંથી અમુક મેમ્બર ઠરાવેલા કાયદા વિરૂદ્ધ ચાલે, તો તેની ઉપર કાઉનસીલે કેસ ચલાવી, વધુ મતે સજા કરવી.

૭૨ કોઇ શખસ કાઉનસીલના સાત અથવા આઠ મેમ્બરો માથે કાઉન-સીલમાં ફરીયાદ નોંધાવે, તો તેની ફરીયાદીનો કેસ પ્રેસીડંટ મુખી જીવાભાઈ ભાણુજી તથા વાઇસ પ્રેસીડંટ કામડીઆ ખટાઉ ફદુઆણી પોતાના ઇમાન સામે જોઇને ચલાવે. સાત અથવા આઠ મેમ્બરોના ગુનાહમાં પોતાને પણ સામેલ કરવામાં આવ્યા છે, તેવું પણ જો તેઓને સાબીત જણાય, તો પણ તેનો ખરો ઇનસાફ આપવો.

૭૩ કોઇપણ શખસ જમાત અથવા કાઉનસીલના કોઈપણ મેમ્બરને નામે ખોટો તાર કે લખાણ કે સહી કરશે, તેને કાંઇપણ શરમ રાખ્યા વગર એકદમ જમાતખાનું બંધ કરવામાં આવશે, અથવા નાત બહારની સજા કરવામાં આવશે.

૭૪ દેશાવરોની જમાતો સાથે જમાત સંબંધી અથવા પોતીકા કામકાજ વિષે પુછપરછ કરવી, કાગળ પત્ર લખવા, ધરમ સંબંધી એલમ જ્ઞાન વગેરેનાં લખાણો કરવાની છુટ છે.

૭૫ કાઉનસીલના મેમ્બરોને વોટ દેવાને સરવેનો સરખો હક છે. દાખલા તરીકે, પેહેલા મેમ્બર પ્રેસીડંટ મુખી જીવાભાઈ ભાણુજી અને છેલા મેમ્બર ઇબ્રાહીમભાઇ વીરજી કામડીઆને મત આપવાનો સરખો હક છે. હવે સરવે મેમ્બરોએ સત્ય ધરમથી પોતાના વોટનો હક સરખો સમજવો, તેથી ઓછો કે અદકો સમજવો નહીં, અને કોઇ પણ મેમ્બરે પોતાના ઇમાનથી કોઇના પક્ષમાં કે વિરૂદ્ધમાં ઉતરવું નહીં, અને વોટ આપતી વેળાએ જે પોતાનો ખરો મત હોય, તે જણાવવો.

૭૬ કાઉનસીલના કોઇપણ મેમ્બરને નીચે લખેલા શખસોના કેસમાં પોતા તરફનો વોટ આપવાનો કે બોલવાનો હક નથી. પણ તેઓએ ફેસલામાં સહી કરવી.

૧—બાપ ૨—ભાઇ ૩—દીકરો ૪—મા ૫—બેન ૬—દીકરી ૭—ઓરત અને જેના પોતે સાક્ષી હોય, તેઓના કેસમાં બોલવું કે વોટ આપવો નહીં, પણ ચુકાદામાં સહી કરી દેવી.

૭૭ કોઇ મેમ્બર પોતાના કામસર બહારગામ જાય, તો ત્યાં પોતાની સત્તા વાપરે નહીં, અથવા પોતા તરફથી સલાહ પણ આપે નહીં.

૭૮ કાઉનસીલના લખેલા હુકમથી કોઇપણ મેમ્બર બરમા ટાપુના કોઇપણ ગામમાં જાય ત્યાં પોતાના હકની રૂએ, ત્યાંની જમાત સાથે ભાગ બજાવી શકે.

૭૯ દરેક કામના લખાણો ઉપર સહીઓ કરવાની રૂઢી નીચે પ્રમાણે છે.

એ. નામદાર આગાખાન સાહેબનો કારસાજી મોકલવા બાબેના લખાણો ઉપર ચાલુ મુખી અને કામડીયાએ સહી કરવી.

બી. નામદાર આગાખાન સાહેબની હજુરમાં અરીજો મોકલવામાં આવે, તેનાપર ઉપર જણાવેલા કાઉનસીલના આઠ મેમ્બરો અથવા આઠમાંથી જેટલા ગામમાં હાજર હોય, તેટલાએ નંબરના અનુક્રમે સહીઓ કરવી.

સી. સરકારમાં કાઉનસીલ સંબંધી કામકાજો બાબેનાં લખાણોપર ઉપર જણાવેલા કાઉનસીલના આઠ મેમ્બરો અથવા આઠમાંથી ગામમાં જેટલા હાજર હોય, તેટલાઓએ નંબરના અનુક્રમે સહીઓ કરવી.

ડી. કાઉનસીલમાં ચાલેલા કામકાજની ખરી નકલ આપવી પડે, તો તે ઉપર જમાતના ચાલુ મુખીએ સહી કરવી. જો મુખી ગેરહાજર હોય તોજ કામડીઆએ સહી કરવી.

૮૦ નામદાર આગાખાન સાહેબની હુંજુરથી તાર અથવા કાગળ જે કાંઇ જમાત સંબંધી આવે, તે કાઉનસીલમાં હાજર કરવા દરેક ઇસમાઇલી બંધાએલ છે.

૮૧ બરમા તથા હિંદુસ્તાન તથા આફ્રિકા વગેરે કોઇપણ દેશાન્તરથી વારસ અથવા મુખી તથા કામડીઆની સહી સાથનું જે લખાણ આવે, તે કાઉનસીલમાં મંજુર રાખવું.

૮૨ કાઉનસીલના મેમ્બરોમાંથી કોઇને બદલાવવો અથવા ખાલી પડેલી જગ્યાપર બીજાની નેમણુંક કરવાનું કામ નામદાર આગાખાન સાહેબના અખત્યારમાં છે.

૮૩ કાઉનસીલની રજા સીવાય કોઈપણ ઠેકાણે ઇબાદતગાહ કરવી નહી અગર જો કોઇ કરશે, તો તે જમાતનો ગુનેહગાર છે. તેને નાત બહાર સુધીની સજા કરવાને કાઉનસીલ સત્તાવાર છે.

૮૪ કોઇ શખસને કાઉનસીલે કરેલી સજા અથવા ડીપાઝીટ માટે કાઉનસીલના મેમ્બરે કોઈનું જામીન પડવું નહીં.

૮૫ પસાર થએલા અથવા ઠેરવેલા કાયદાનો કોઈ ભંગ કરે અથવા કાઉનસીલના હુકમનો અનાદર કરે અને નાતના રીવાજ પ્રમાણે ચાલે નહી, એ વિષે તેને કાઉનસીલે નોટીસ મારફતે પુછાવવું. અગર કાઉનસીલમાં આવી ખુલાસો નહીં કરે, તો કાઉનસીલ વધારે મતે તેને નાત બહાર સુધી સજા કરવાને સત્તાવાર છે,

૮૬ કાઉનસીલના સરવાનુ મતે કોઇ નવા કાનુનો પસાર કરવાની જરૂર જણાય તો પસાર કરવા પણ તેનો રીપોર્ટ સરકાર આગાખાન સાહેબની હજુરમાં જાહેર કરવો.

૮૭ મંજુર થએલા કાયદાઓમાં કાંઈબી રદ કરવું કે ફેરફાર કરવા કાઉનસીલને સત્તા નથી, પણ જો કાઉનસીલ સરવાનું મતે કાંઈપણ ફેરફાર કે રદ કરવા માંગતી હોય, તો નામદાર આગાખાન સાહેબની મંજુરીથી તેમ થઈ શકશે.

૮૮ પ્રકરણ પહેલા અને બીજામાં જે કાયદાઓ દાખલ થયા છે તેને બાધ નહીં આવે તેવા પેટા કાનુનો હજુર પુર નુરમાં જાહેર કર્યા સિવાય નવા દાખલ કરવાની કાઉનસીલને સત્તા છે, અને તેવા કાનુનોની નોંધ એક જુદી બુકમાં રાખવી, પણ તે પેટા કાનુનો જો હજુર નાપસંદ કરે, ને તેને રદ કરવાનો હુકમ આવે, તો તે રદ કરવામાં આવશે.

૮૯ અરમા ટાપુના કોઈપણ ગામની કોરટમાં શીઆ ઈમામી ઈસમાઈલી નામદાર આગાખાનના મુરીદ ઉપર જો કેસ ચાલતો હોય, તો તેને કાઉનસીલે યુકિતસરની બનતી મદદ કરવી. તેમ કાઉનસીલને વધારે મતે જરૂર જણાયાથી પોતા તરફથી અખીકારી માણસ મોકલીને પણ મદદ કરવી.

૯૦ આપણા ઇસમાઈલી મુરીદ અથવા મુરીદો પોતપોતામાં અગર લેવડ દેવડ વિષેની તકરાર થાય, તેનો કેસ કોઈ પક્ષકાર કાઉનસીલમાં લાવે તો કાઉનસીલે સામા ધણીને પુછીને ને કેસ લેવો. અગર પ્રતિવાદી

કાઉનસીલમાં કામ ચલાવવા ખુશી ન હોય, તો કાઉનસીલે તે કેસ હાથમાં લેવો નહી. કેસ જમાતમાં લેતી વખતે બંને પક્ષકારો પાસેથી સહીઓ લેવી.

૯૧ બરમા ટાપુના ગામોમાં આપણા ઇસમાઇલી મુરીદ અથવા મુરીદોમાં અગર લેવડ દેવડ વિષેની તકરાર થાય, અને બંને રાજીખુશીથી કેસ જમાતમાં લાવે, તો તે કેસ ત્યાંના મુખી કામડીઆએ સાંભળી તેનો ચુકાદો દેવો.

૯૨ આપણા ઇસમાઇલી મુરીદ અથવા મુરીદોમાં ખુદા ન ખાસ્તેહ ફોજદારીને લગતી તકરાર અથવા સાધારણ કજીઆ થાય, તો તેના કેસ કાઉંનસીલમાંજ લાવવા. ને કાઉનસીલને તેનો ચુકાદો કરવાનો હક છે. ફોજદારી કેસ એટલે સાધારણ મારામારી અથવા ગાળાગાળી, તેનો કેસ ચલાવવો.

૯૩ બરમા ટાપુના ગામોમાં આપણા ઇસમાઇલી મુરીદ અથવા મુરીદોમાં ખુદા ન ખાસ્તેહ ફોજદારીને લગતી તકરાર અથવા સાધારણ કજીઆ થાય, તેના કેસ જમાતમાંજ લાવવા, અને ત્યાંના મુખી કામડીઆને તેનો ચુકાદો કરવાનો હક છે.

૯૪ પ્રકરણ પહેલાની કલમ ૯૧ અને ૯૩ માં જણાવેલા કેસ વિષે કોઈ ચોકસ કેસ માટે, જો મુખી કામડીઆ ચાહે તો બીજા એકથી બે ગ્રહસ્થોને પોતાની સાથે સામેલ કરે. પણ તે ગ્રહસ્થો પક્ષકારોને લાગતાં વળગતા હોવા જોઇએ નહીં.

૯૫ કાયદા પ્રકરણ પેહેલાની કલમ ૧૮ મીમાં જણાવ્યા પ્રમાણે કાઉનસીલમાં કેસ દાખલ કરનાર શખસ પાસેથી જે ફી લેવાનું લખવામાં આવ્યું છે તે ફી જમાતના સુધારા વધારા બાબે અરજી કરનારા પાસેથી લેવામાં આવશે નહી. તેમ તેની પાસેથી પ્રકરણ પહેલાની કલમ ૫૦ અને ૫૧ માં લખેલી નકલ કે અપીલની ફી પણ લેવામાં આવશે નહીં.

૯૬ બરમા ટાપુમાં આપણી કોઇપણ જમાતને રંગુનની આપણી કાઉનસીલ તરફથી જે કાંઈ લખાણ અથવા હુકમ થાય, તેની વીરૂધ પંજેભાઈ અથવા કોઈ પણ શખસ વરતશે, તે જમાતનો ગુનેહગાર છે. કાઉનસીલ તેને વધારે મતે નાત બહાર સુધીની સજા કરશે, અને તેનું નામ સરકાર આગાખાન સાહેબની હુજુરમાં જાહેર કરવામાં આવશે.

૯૭ કાયદાની બુક પ્રમાણે પ્રકરણ પેહેલા અને બીજામાં જણાવેલા કાયદાના લખાણો શબ્દે શબ્દ લખ્યા પ્રમાણે વાંચવા. તેનો અરથ પણ લખેલા શબ્દોના પ્રમાણમાં કરવો, તેના શબ્દાર્થ વિષે વાંધો ઉઠે, તો કાઉનસીલ વધુ મતે જે ચુકાદો આપે તે બહાલ રાખવો.

૯૮ બરમા ટાપુના કોઇપણ ગામમાં મુખી કામડીઆએ આપેલા કોઇ કેસના ચુકાદાથી જો કોઈ પક્ષકાર સંતોષ ન પામે, તો રંગુનની કાઉંનસીલમાં અપીલ કરે. ત્યાંના મુખી કામડીઆએ અપીલની ફી રૂપીઆ અઢી લઈ, તેની રીસીટ સાથે કેસની વીગત આપવી.

૯૯ અપીલના ચુકાદાની નકલ તે કેસના પક્ષકારો જો માંગે, તો તેની પાસેથી રૂપીઓ એક ફી લઇને આપવામાં આવશે.

૧૦૦ દેશાવરથી કોઇપણ આપણી ઇસમાઇલી જમાતનું કોઇ બાબતસર કાંઇ લખાણ આવે, તો તેનો જવાબ કાઉનસીલે દીન પંદરની અંદર જરૂર આપવો.

૧૦૧ કાયદા પ્રકરણ પેહેલાની કલમ ૯૫ મીની રૂએ જે કેસ કાઉનસીલમા દાખલ થયો હોય, તેવા કેસની ઘરમેળે માંડવાળ કરવી નહીં, અગર કોઇ કરે, તો કાઉનસીલે તે બહાલ રાખવી નહીં.

૧૦૨ રંગુન ખાતેની ઇસમાઇલીઆ કાઉનસીલના પ્રેસીડંટ અને વાઇસ પ્રેસીડંટની ફરજ છે કે દરેક વરસ દરમીયાન અવાર નવાર યાને વખતો વખત પોતાની કાઉનસીલમાંથી અનુકુળ પડતા એક બે મેમ્બરોને અથવા બીજા લાયક ગ્રહસ્થોને બરમાના દરેક ગામની જમાતોની દેખરેખ રાખવા માટે મોકલવા અને તેઓને કાઉનસીલ તરફથી અધિકાર પત્ર આપવો, કે જેની રૂએ તેઓ બરમા ટાપુ તરફની જમાતોમાં પોતાનો અધિકાર ભોગવી શકે. મગર તે અધિકાર પત્રમાં અમુક ટાઇમ જણાવવાની જરૂર છે. તે ટાઇમ વિત્યાબાદ મજકુર પત્રનો તેઓ ઉપયોગ કરી શકશે નહીં. ઉપર જણાવ્યા પ્રમાણે જે ગ્રહસ્થોને બરમા ટાપુ તરફ જવાનું થાય, તેઓએ પોતા પર લીધેલી ફરજ ઘણીજ કોશેશ અને ધારમીક લાગણીથી અદા કરવી.

૧૦૩ રંગુન જમાતના મુખી કામડીઆ બદલવાનો હક નામદાર આગાખાન સાહેબના અખતીયારમાં છે. પણ કાઉનસીલને જરૂર જણાય, ત્યારે હજુરમાં યાદી મોકલવી.

૧૦૪ જમાતના ચાલુ મુખી કામડીઆના હુદ્દાની મુદત જ્યારે પુરી થાય, અને તેઓ બદલાય, ત્યારે તેઓના હુદ્દા દરમીયાન સરકાર સાહેબીની કારસાજીનો આવક જાવકનો હીસાબ દીવસ પંદરની અંદર સરકાર આગાખાન સાહેબની હુજુર પુર નુરમાં મોકલી આપવો.

૧૦૫ જમાતના ચાલુ મુખી કામડીઆઓએ પોતાના હુદ્દા દરમીયાન રંગુન વગેરે જે ગામની જમાતના તેઓ મુખી કામડીઆ હોય, તે ગામ છોડી જવું નહીં. અગર કાંઇ જરૂરના કારણસર જવું પડે, તો માસ ત્રણની અંદર પાછા આવી પહોંચવું અને તેથી વધારે મુદતની જરૂર પડે, તો રંગુન ખાતેની આપણી કાઉનસીલ હજુર અરજ ગુજારવી, અને કાઉનસીલ તેની તપાસ ચલાવી વધુ મતે તેઓને રજા આપવાને સત્તાવાર છે.

૧૦૬ પંજેભાઇઓની કોઇપણ મંડળીના મુખી કામડીઆએ જમાતના ચાલુ મુખી કામડીઆનું અપમાન કરવું નહીં. અગર કોઇ તેમ કરે, તો તેનો કેસ કાઉનસીલમાં લાવવો, તેમાં જો પંજેભાઇઓનો મુખી અથવા કામડીઓ તકસીરવાર ઠરે, તો તે કાંતો માફી માંગે: નહીં તો કાઉનસીલે વધારે મતે તેને સજા કરવી.

૧૦૭ બરમા ટાપુના દરેક ગામની આપણી જમાતના મુખી કામડીઆ બદલવાને રંગુનની કાઉનસીલ સત્તાવાર છે. માટે માંડલે, પુડમ, બસઇન, પીઆભોઈ, ટાંગુ વગેરે બધા ગામના મુખી કામડીઆ દર વરસે અથવા કાઉનસીલ જ્યારે બદલાવવા ચાહે, ત્યારે ત્યાંની જમાત પાસેથી લાયક ગ્રહસ્થોની બે થી ત્રણ જોડીનાં નામ મગાવી, તે ઉપર ધ્યાન પહોંચાડી, એક જોડીની નેમણુક કરવી.

૧૦૮ સરકાર સાહેબની કારસાજી દરમાસે બરમા ટાપુની આપણી બધી જમાતોએ રંગુન દરખાનામાં સરકાર સાહેબીના હુકમથી ઇસમાઇલીઆ કાઉનસીલ વતી ચાલુ મુખી અને કામડીઆને નામે મોકલી આપવી. અગર ઉપલા હુકમનો કોઈ અનાદર કરશે, તો તે સરકાર સાહેબીનો ગુનેહગાર છે.

૧૦૯ બરમા ટાપુના દરેક ગામોની આવક રંગુન જમાતમાં આવશે અને તેની પહોંચ રંગુન જમાતના ચાલુ મુખી કામડીઆની સહી સાથે લખી મોકલવામાં આવશે.

૧૧૦ સરકાર સાહેબની સરવે આવક, જે રંગુન તથા બહાર ગામની, રંગુનમાં એકઠી થાય, તે ધણી સલામત દાતાર હીઝ હાઇનિસ આગાખાન સાહેબના હુકમ મુજબ ચાલુ મુખી કામડીઆ બેંકમાં મોકલે. આ પ્રમાણે મોકલેલી આવક હીઝ હાઇનિસ આગાખાન સાહેબનેજ પહોં-ચવી જોઇએ, કે જેઓ તે સઘળી આવકના એકલાજ માલેક છે.

૧૧૧ કાઉંનસીલ અથવા જમાતખાનાના કામકાજ માટે નોકર ચાકર રાખવા અથવા અદલબદલ કરવાનું કામ કાઉનસીલ વધુમતે કરશે.

૧૧૨ બરમા ટાપુના કોઇપણ ગામના મુખી કામડીઆ જો લખેલા કાયદા વિરૂધ વરતે, અને તે વિષે કોઇ ઇસમાઇલી મુરીદને ફરીયાદ કરવી હોય, તો રંગુન ખાતેની કાઉનસીલમાં કરવી.

૧૧૩ પ્રકરણ પેહેલાની કલમ ૭૦ મીમાં જણાવ્યા પ્રમાણે કાઉનસીલ જો કાયદા વિરૂધ વરતે તો દરેક ઇસમાઇલી મુરીદને ફરીયાદ કરવાનો હક છે. રંગુન સિવાય બીજા ગામવાળાઓએ તેવી ફરીયાદ રંગુન કાઉનસીલમાં કરવી.

૧૧૪ આપણા બરમા ટાપુ તરફના દરેક ગામના મુખી કામડીઆએ પોતાની જમાતમાં ચાલેલા કામકાજનો રીપોર્ટ દર ૭ માસે રંગુન કાઉંનસીલમાં મોકલી આપવો.

૧૧૫ બરમા ટાપુ મધેના દરેક ગામની જમાતોએ જમાતને લગતા, ગવર્નમેંટ તથા સરકાર આગાખાન સાહેબને લગતા કામકાજો રંગુન મધ્યેની આપણી કાઉનસીલને પુછીને કરવા.

૧૧૬ કોઇ શખસને કાઉનસીલે નાતબહારની સજા કરી હોય તે જ્યાં સુધી નાત બહાર રહે તે દરમીયાન તેની સાથે વરસ પાંચ સુધી, બોલવું ચાલવું કે વેપાર વહીવટ વગેરે કોઇ જાતનો સંબંધ કરવો નહીં. તે પછી મજકુર શખસને આપણાથી જુદી પડેલી કોમનો ગણવો.

૧૧૭ હજરત મૌલાના ધણી સલામત દાતાર સરકાર આગા સુલતાન મહમદ શાહ હાજર ઇમામ અવલ સફર શ્રી રંગુન સને ૧૯૦૦ ની સાલમાં પધાર્યા, તેનો પેહેલો દીવસ જાહેર તહેવાર તરીકે તારીખ ૬ ઠી જુનનો દીવસ, ખુશી ખુશાઆલી તરીકે પાળવામાં આવે છે તેમ પાળવો.

૧૧૮ સરકાર આગાખાન સાહેબના હજુર પુરનુર તરફથી આજ પછી જે તાલીકા રંગુન ખાતે આવશે, તેના મથાળાપર નીચે પ્રમાણે નામો લખવામાં આવશે.

(૧) ચાલુ મુખી (૨) ચાલુ કામડીઆ, અમલદારી, રીશ સફેત (વૃદ્ધ માણસો) નાના, મોટા સરવે જમાતને નામે આવશે. તે તાલીકા જમાતની રૂબરૂ વાંચીને સરકાર સાહેબીની તેજુરીમાં રાખવામાં આવશે.

૧૧૯ બરમા ટાપુમાં ઇસમાઈલી મુરીદ ધર્મ કરવા અરથે પોતાની દોલત, જેવી કે ઇસ્ટેટ, દાગીના, રોકડ રકમ વગેરે જે કાંઇ કાઉનસીલને સોંપે, તેની વ્યવસ્થા કરવાને કાઉનસીલ સત્તાવાર છે.

૧૨૦ શીઆ ઇમામી ઈસમાઇલી, નામદાર આગાખાનના મુરીદોમાં નામદાર આગાખાન નીચે લખેલાં નામોસર ઓળખાય છે.

હજરત મૌલાના ધણી સલામત દાતાર–પીર સલામત—સરકાર સાહેબી સરકાર સાહેબ—હુજુર—હુજુર પુર નુર—હાજર જોમા–ધણી મા બાપ ધણી સલામત—હાજર ઇમામ—મા બાપ—ધણી પીર—આગાખાન–આગાખાન સાહેબ—સરકાર આગાખાન—નામદાર આગાખાન—ખુદાવંદ—હાદીયુલ મહદી—સાહેબે ઝમાન–શાહાપીર—પીરશાહા–ગુરપીર સલામત દાતાર—ઇમામ મેહદી–મૌલા—મૌલાઅલી—ઇમામ હુસેન—ઈમામ વગેરે નામોનો અરથ તે "ઇસમાઈલી હાજર ઇમામ, હીઝ હાઇનેસ, આગાખાન, સર સુલતાન મહમદશાહ" સમજવો.

## પ્રકરણ ૧ લું.



# પ્રકરણ બીજું.

૧ દરેક પંજેભાઇની મંડળીઓ જેવી કે શનીવાર રાત, ચાંદરાત, જુમેરાત વગેરેની જે મંડળીઓ છે, તેઓએ તેઓના ઠરાવ પ્રમાણે પોતાની મંડળીને લગતું કામકાજ જેવું કે ચડત, હાજરી, ફાળાપુળી, જાગરણના વારા, તેમ જાગરણ વગેરે કરવામાં કોઇ બરાબર નહીં ચાલે તેને પુછપરછ કરવી, અથવા તેને સાધારણ સજા કરવી, છેવટે નામ કાઢી નાંખવા સુધીનું કામ વગેરા, જમાતખાનામાં કરવાને તેઓને છુટ છે. અને તેઓએ બજાવેલા કાયદાની અપીલ કાઉનસીલને સાંભળવાની સત્તા છે. કાઉનસીલ અપીલનો જે ફેંસલો કરશે, તે પ્રમાણે અમલ કરવામાં આવશે.

૨ દરેક પંજેભાઇ મંડળીઓનાં જે જાગરણ થાય છે, તે રાતના અંગ્રેજી કલાક ૧૧ ની અંદર, તેનું કામ ઉકેલી લેવું. જો કોઇ ઉમેદવારે મજલસ કરી હોય અથવા કરાવી હોય, તો તેને જાગરણ માટે વધુ વખત સુધીની રજા આપવામાં આવશે.

૩ દરેક પંજેભાઇ મંડળીઓના જાગરણ વખતનું કામકાજ તેઓનાજ મુખી કામડીઆઓ કરશે. તે દરમીઆન જો જમાતના ચાલુ મુખી કામડીઆઓ આવે, તો તેઓ પોતાના આસનપર બીરાજવાને સતાદાર છે, પણ તેઓએ પંજેભાઇના કામકાજમાં હાથ નાંખવો નહીં.

૪ દરેક પંજેભાઇના મંડળીના મુખી કામડીઆ બદલવા તેમાં ચાલુ જમાતના મુખી કામડીઆએ પધારી પંજેભાઇઓ સાથે મળી, મુખી કામડીઆની નેમણુંક કરી દેવી.

૫ જમાતખાનામાં પંજેભાઇઓની જે મંડળીઓ છે તેઓના સરસામાન રાખવાના કબાટ અથવા પેટીઓ વગેરેની ચાવીઓ દરેક મંડળીના મુખી કામડીઆ પાસે રહેશે.

૬ મૌલાના ધણી સલામત દાતારની હુજુર પુર નુરમાં જે પંજેભાઇના નામો દાખલ થાય છે, તે શખસોએ સાહેબના ફરમાનની રૂએ આના ત્રણ પીર સલામતના સરકાર સાહેબીમાં આપવા.

૭ જમાતખાનાની અંદર દીવસના જ્યાં બાઇ માણસોની મજલસ થાય છે ત્યાં કોઇ પણ ભાઇ માણસોએ આવવું નહીં. પણ મગરબના

વખત પહેલાં અરધા કલાકે આવવાની છુટ છે. અને દર પખવાડીએ અથવા દર માસે એકથી બે જણુ જેઓ વાએજ નસીહત કરનાર હશે, તેમને ચાલુ મુખી તરફથી મોકલવામાં આવશે.

૮ જમાતખાનાની અંદર કોઇ વખતે ભાઇ માણુસોમાં કોઇ શખસની ચોરી થાય, તો જમાતના ચાલુ મુખી પાસે જાહેર કરવું. જાહેર કરનારના સુચવ્યા પ્રમાણે, મુખીના ધ્યાનમાં આવશે તેમ મુખી શકદારની જડતી લેશે અથવા પુછપરછ કરશે. તેમ જો બાઇ માણુસમાં ચોરી થઇ હોય તો ચાલુ મુખીઆણી પાસે જાહેર કરવું. અને જાહેર કરનારના સૂચવ્યા પ્રમાણે મુખીઆણીના ધ્યાનમાં આવશે તેમ શકદારની જડતી મુખીઆણી લેશે અથવા પુછપરછ કરશે. અને જો શકદારો પાસેથી ચોરાએલી વસ્તુ ન નીકળે તો તેની ઇજતને બદલે મુખી અથવા મુખીઆણીના ધ્યાનમાં આવશે તે પ્રમાણે તેઓ કરશે અથવા દંડ કરશે.

૯ સર સામાન, લુગડાં લતાંની ચાવી ચાલુ મુખી તથા કામડીઆ પાસેજ રહે.

૧૦ જમાતખાનામાં બાઇઓ અથવા ભાઇઓમાં રોશનાઈ વગેરેનું કામકાજ તેમ દરરોજના દીવા બતીનું કામકાજ દરેક વખતે ચાલું મુખી કામડીઆએ જમાતભાઇ પાસેથી પુરતી રીતે કરાવવું.

૧૧ ઘટપાટ થાપના દર ચંદર રાતે મગરબના વખતે કરવામાં આવશે. તે સિવાય બીજી કોઇબી વખતે ઘટપાટ થાપના કરવી પડે, તો પાછલી રાતેજ કરવામાં આવશે. અને તેની થાપના જાણુનાર શખસ પાસે વારાફરતી કરાવવી.

૧૨ મોહરમના દીવસોમાં જમાતખાનામાં હાલ ચાલુ રીવાજ પ્રમાણે સરકાર આગાખાન સર સુલતાન મહમદશાહ હાજર જોમાનાં ફરમાન વાંચવામાં આવે છે, તેજ પ્રમાણે વાંચવાં.

૧૩ મજલસ તથા થાળ સુફરા વગેરેનું કામકાજ જમાતખાનામાંજ કરવું. કોઇને ઘેર મજલસ અથવા રોજેખાની બીલકુલ કરવીજ નહીં.

૧૪ આપણી જમાતમાં ફાળા, થાળ, સુફરો, મેહમાની, છાંટા, બકશામણી, સમર, છાંટો વગેરે જે જે બાબંત કરવામાં આવે છે, તેના નાણાં બની શકે તો રોકડાં આપવાં. નહીં તો તે લેણાંની રકમ ખાતે લખ-

વામાં આવશે, અને તેની મુદત માસ એક સુધીની ઠરાવી છે, તે મુદત દરમીઆન તે નાણાં ભરી આપવાં પડશે.

૧૫ આપણા શીઆ ઇમામી ઇસમાઇલી જમાતના કાયદા પ્રમાણે સાર સંભાર હમેશના રીવાજ પ્રમાણે દર ચંદર રાતે અથવા દીઅણીની રીતે દેવી.

૧૬ આપણા શીઆ ઈમામી ઇસમાઇલી જમાતના રીવાજ પ્રમાણે દરેક શખસે હમેશાં અથવા દર માસે પોતાની સત્તા પ્રમાણે સરકાર સાહેબીની દસોંદ ભરવી જોશે.

૧૭ સરકાર સાહેબની ઉઘરાણી જેવી કે ચંદરાકી, તથા જમાતના લાગા અથવા પંજેભાઇઓની ચડત અને ફાળો વગેરે જે કાંઇ કોઈ ઉપર ચડેલો હશે, તે કાઉનસીલે શાદીગમીને ટાંકણે અટકાવીને વસુલ કરવા.

૧૮ આપણી જમાતમાં જે ખોરાકી માલની નાંદી થાય છે, તેના પઇસા તેજ વખતે રોકડા લેવામાં આવશે.

૧૯ આપણી જમાતમાં લુગડાં તથા દરદાગીનાં તથા ઠામ ફરનીચર વગેરેની જે નાંદી થાય છે, તેમાંથી રૂપીઆ એક સુધીની ચીજ ખાતે લખવામાં આવશે નહીં, તે ઉપરાંતની રકમ ખાતે લખવામાં આવશે, અને તેની મુદત આઠ દીવસની મુકરર કરી છે. જો ઠરાવેલી મુદત દરમીયાન પઇસા વસુલ આપી માલ લઇ નહીં જાય, તો માલ લેનાર ધણીના હીસાબે તે માલ ફરીથી નાંદી કરવામાં આવશે, અને તેમાંથી જે ઘટ લાગશે, તે તેની પાસેથી વસુલ કરવામાં આવશે.

૨૦ પ્રકરણ બીજાની કલમ ૧૪ તથા ૧૯ માં લખ્યા પ્રમાણે બહાર ગામવાળા કોઇપણ ભાઈ નાંદી તથા થાળ સુકરાની રકમ ખાતે લખાવે, તો તેની પાસેથી બીજેજ દીવસે મુખીએ ઉઘરાણી કરવી છતાં કોઈ પાસે રકમ રહી ગઇ, ને તે આશામી બહારગામ ચાલી નીકળે તો પંદર દીવસની અંદર તે ગામની જમાતને લખવું જે મજકુર આશામી પાસેથી લેણી રકમ વસુલ કરીને તેની પહોંચ અત્રેની જમાતને લખી જણાવે.

૨૧ કોઇપણ શખ્સ પાસે હજરત અબાસઅલીનાં જે કાંઇ માલ મીલકત નાણાં વગેરે જે અમાનત હોય, તે સરકાર સાહેબીમાં આપી દેવા. તે હુજુર પુર નુરમાં પહોંચશે.

૨૨ કોઈ મરનાર આસામીના વીલમાં કાંઇ સરકાર સાહેબીની રકમ અથવા માલ મીલકત લખેલી હોય, તે મરનારના વારસ વકીલો પાસેથી માસ બારની દરમીયાન વસુલ કરવી.

૨૩ આપણી જમાતમાં કાંઈથી નાંદી થાય તેના રૂપીઆ, જો નાંદી કરાવનાર આસામી પાસે સરકાર સાહેબીના લેણા હોય, જેવાકે સમર, છાંટો, બકશામણી, સરકારી ફાળો, દસોંદ, વગેરેમાં મજરે દેવામાં આવશે.

૨૪ કાયદા પ્રકરણ બીજાની કલમ ૨૩ મીમાં જણાવ્યા પ્રમાણે જો સરકાર સાહેબીનું લેણું ન હોય, તો નાદી કરાવનારના માલના જે રૂપીઆ ઉપજે, તેમાંથી દર રૂપીઆ એકમાંથી આના એક લેખે કમીશન કાપીને જમાતના ખરચ ખાતામાં જમા કરવામાં આવશે, બાકીની રકમ નાંદી કરાવનાર શખસ સરકાર સાહેબીના દફતરમાં જે ખાતામાં જમાકરાવવા માંગતો હોય, તે ખાતામાં જમા કરી દેવામાં આવશે.

૨૫ રંગુન તથા બરમા ટાપુમાં વસનાર કોઇપણ ઇસમાઇલી મુરીદ બીજા દેશોમાં જાય, ત્યારે તે ઇસમાઈલી છે તેની ખાતરી સારૂ, બરમા ટાપુના જે ગામમાં તે રહેતો હોય, ત્યાંની જમાતનો કાગળ લઈ જાય. અને જે દેશમાં તે જાય, ત્યાંની જમાતે પુરતી ખાત્રી કરવી.

૨૬ બરમા ટાપુ મધેના દરેક ગામમાંથી કોઇપણ આસામી દેશાવર ખાતે જાય, તેઓએ પોતા ઉપર સરકાર સાહેબીનું કાંઇ લેણું નથી તેની ખાતરી માટે જમાતનો કાગળ લઈ જવો.

૨૭ બરમા ટાપુંની દરેક જમાતોએ સાર સરકાર વગેરે રંગુન જમાતના ધારા પ્રમાણે લેવું.

૨૮ બરમા ટાપુ મધે આપણી જમાતમાં જમણો અથવા દેગ થાય છે, તેની સાર સરકાર, થાર, મેમાની, ધુવા વગેરેનો સરકાર સાહેબીનો હક, રંગુન જમાતની રીત પ્રમાણે લેવો.

૨૯ રંગુન સિવાય, બરમા ટાપુ મધેના દરેક ગામોમાં પંજેભાઇઓના મુખી કામડીઆ બદલાવવાને, તેજ ગામની જમાતના મુખી કામડીઆએ પંજેભાઇઓના આગેવાનો સાથે મળીને નેમણુક કરવી.

૩૦ બરમા ટાપુમાં કોઇપણ ગામમાં સરકાર સાહેબીના ઇસ્ટેટ, જેવા કે જમાતખાનાં, કબરસ્તાન, અને ધર્મ ક્રિયા કરવાનાં મકાનો વગેરે જે કાંઇ ઇસ્ટેટ હોય, તેના દસ્તાવેજ સરકાર સાહેબના નામે કરવા, અને

તે દસ્તાવેજો સરકાર સાહેબીની તેજુરીમાંજ રાખવા.

૩૧ બરમા ટાપુમાં દરેક ગામોની જમાતમાં વપરાતા વાસણો તથા હાંડી ઝુમર વગેરે ફરનીચર કોઈ આસામી વાપરવા અરથે પોતાને ત્યાં લઈ જવા માંગે, તેની પાસેથી ઠેરાવ પ્રમાણે ભાડું લઈને આપવાં. અગર કોઇ ગામોમાં ભાડાનો ઠેરાવ કરેલો ન હોય, તો ત્યાંની જમાતે હવેથી ભાડાનો ઠેરાવ નક્કી કરવો. અને દરેક ગામોમાં વાસણ વગેરે ફરનીચર ભાડે લેનાર મુરીદ પાસેથી ડીપાઝીટ તરીકે અમુક રકમ લેવી અથવા નહીં લેવી, તે જમાતના ચાલુ મુખી કામડીઆના અખતીઆરમાં છે. અગર કોઇ અવર કોમનો આસામી મજકુર સામાન ભાડે માંગે, તો ચાલુ મુખી કામડીઆની મંજુરી સિવાય, તેને આપવો નહીં. મુખી કામડીઆને જો વાજબી જણાય તો તેવા આસામી પાસેથી ડીપાઝીટ અથવા ભાડું નામીનલ એટલે નામને ખાતર લેવું જોઇએ.

૩૨ બરમા ટાપુના દરેક ગામની જમાતોમાં વાપરવા માટે વાસણો તથા હાંડી ઝુમર વગેરે ફરનીચર કોઇ ઉમેદવાર આપે તો લેવું. છતાં પણ કોઈ ચીજ ખરીદવાની જરૂર જણાય, તો તેનો જમાતમાં ફાળો કરવો. અને જુની અથવા નવી ચીજ જેના ઉપર લખી શકાય, તેના ઉપર સરકાર સાહેબનું નામ ખુલ્લા અક્ષરથી લખવું. જે કોઇ કાંઈ આપે, તે સરકાર સાહેબને આપે છે, એમ સમજવું.

૩૩ આપણી જમાતમાંથી કોઇ શખ્સે એવી માનતા કરી હોય, જે અમુક શખશને સરકાર સાહેબીનો કર્યો હોય, તેને જો બક્શાવવા યાને મુક્ત કરવા માંગે તો ગરીબ વર્ગ પાસેથી રૂપીઆ સવાપંદર અને તવંગર પાસેથી રૂપીઆ સવાએકાવન લઈને મુક્ત કરવો.

૩૪ બરમા ટાપુ મધેના શીઆ ઈમામી ઇસમાઇલી ખોજા જમાતમાં ચોતારા અથવા અવર કોમના કોઈ શખ્સને ભેળવવો હોય, તો તે કામ આપણી રંગુનની કાઉનસીલ નીચેની શરતો પ્રમાણે કરવાને સત્તાવાર છે. બીજી કાઉનસીલ યા જમાતને તે કામ કરવાની સત્તા નથી,

(એ). ભળનાર શખસની ખાસલતો, ચાલચલણ વગેરે કાઉનસીલને સંતોષ પામવા લાયક હોવી જોઇએ.

(બી). અવર કોમમાંથી આપણામાં ભળનાર શખ્સ જો મરદ હોય, તો તેને ગુપતી તરીકે દાખલ કરવામાં આવશે.

(સી). ભળનાર આસામી જો ગરીબ હોય, તો તેની પાસેથી દાખલ કરાવાના રૂપીઆ સવાએકાવન લેવા અને જો તવંગર હોય, તો તેની પાસેથી રૂપીઆ એકસો સવાપચીશ લેવા.

૩૫ બરમા ટાપુમધે કોઇ શખસ ઇસનાઅશરી હોય, અને ઇસમાઇલી થવા માંગતો હોય તો તેને નીચે લખેલી શરતો પ્રમાણે રંગુનની આ પણી કાઉનસીલ દાખલ કરવા સત્તાવાર છે.

(એ). દાખલ થનાર આસામીની ખસલતો, ચાલચલણ વગેરે કાઉન-સીલને સંતોષ પામવા લાયક હોવી જોઇએ.

(બી). દાખલ થનાર આસામી પાસેથી ડીપાઝીટ તરીકે, જો ગરીબ વરગ હોય તો રૂપીઆ સો અને જો તવંગર આસામી હોય તો રૂપીઆ બસો અથવા તેથી વધારે અથવા ઘટાડે કાઉનસીલની મુનસફી પ્રમાણે લેવા. અગર કોઇ આસામી, ઉપર જણાવ્યા પ્રમાણે રકમ નહીં આપી શકતો હોય, તો તે રકમ પેટે, કોઇક ખાતરી લાયક જામીન લેવો. કારણ કે ઇસમાઇલી થનાર શખ્સ જો પાંચ વરસની દરમીયાન પાછો આપણો ઇસમાઇલી ધરમ બદલી નાંખે, તો ડીપાઝીટ રાખેલી રકમ આપણી જમાતમાં ઉભા થએલા બરમા સંકટનીવારણ ફંડમાં નાંખવામાં આવશે. ઉપર જણાવ્યા પ્રમાણે ડીપાઝીટની રકમ અથવા જામીનગીરી પાંચ વરસ લગણ અનામત તરીકે રાખવામાં આવશે, તે પછી મજકુર ધણીને પાછી સુપરત કરવામાં આવશે. અગર જો વરસ પાંચની દરમીયાન, મજકુર આસામી ગુજરી જાય તો તેના વારસો જો ઇસમાઇલી હોય તો તેને સ્વાધીન કરવામાં આવશે. નહીં તો બરમા સંકટનિવારણ ફંડમાં નાંખવામાં આવશે.

૩૬ પ્રકરણ બીજાની કલમ ૩૩–૩૪–૩૫ મીમાં જણાવ્યા પ્રમાણે અમુક શખસ પાસેથી જે રકમ લેવાને લખ્યું છે, તે રકમથી ઓછું લેવાને પણ કાઉનસીલને સત્તા છે.

૩૭ જમાતખાનામાં વાર તહેવારને પ્રસંગે બાઇ માણુસોના જે મેલાવડા થાય એ, તેની અંદર કારણુસર કોઇ ભાઇ માણસને મોકલવા હોય, તો ચાલુ મુંખીએ મોકલવા અથવા સાથે લઇ જવા જોઇએ.

૩૮ જમાતખાનાની અંદર સભા દરમીયાન કોઇ અધીકારી માણુસને ઉપર બોલાવવા માટે, ચાલુ મુખી કામડીઆ તથા તેનાથી ઊતરતે દરજેવાલા અમલદારીને અખ્તીયાર છે.

૩૯ કોઇ શખ્સને જમાતખાનું બંધ કરવાની અથવા નાતબહારની સજા કરવામાં આવે, તેનો સાદ જમાતખાનામાંજ ફેરવવો.

૪૦ આપણી જમાતમાં કોઇપણ વખતે સંગ પ્રસંગે સબરીધામનું યાને જમવાનું ખરચ હોય, તો તેનો સાદ જમાતખાનામાંજ ફેરાવવો અને કોઈ શખસ જમાતખાનામાં હાજર ન હોય, તો જમાતના ચાલુ મુખી કામડીઆએ માણુસ મોકલી તેને ખબર આપવી.

૪૧ કોઇ પ્રસંગે દુકાનો બંધ કરવા વિષે જ્યારે આપણી જમાતનો સાદ ફરે, ત્યારે બંધ કરવી. પણ આપણી જમાતના સાદ અથવા પોતાના કાંઇ સંસારી કારણ વગર કોઇપણ દુકાન બંધ કરશે, તે જમાતનો ગુનેહગાર છે. અને કાઉનસીલ વધારે મતે તેને સજા કરવાને સત્તાવાર છે.

૪૨ નિકાહ અને મૈયતને લગતી ક્રિઆઓ રંગુન તથા બરમા ટાપુના દરેક ગામમાં આપણી જમાતના ઠેરાવેલા માણુસ પાસેજ કરાવવી. જો જમાત તરફથી ઠેરાવેલો ખાસ માણુસ ન હોય, તો ગામના મુખી કામડીઆ તથા અમલદારીની સલાહ લેવી, અને તેઓ કહે તે પ્રમાણે અમલ કરવો. તેથી ઉલટો ચાલનાર શખસ જમાતનો ગુનેહગાર છે, તેને જમાત (કાઉનસીલ) વધારે મતે નાતબહાર સુધીની સજા કરવાને સત્તાવાર છે.

૪૩ આપણા શીઆ ઇમામી ઇસમાઇલી આગાખાન સાહેબના મુરીદોની જમાતને વાસ્તે રંગુન અને બરમા ટાપુમાં જ્યાં કબરસ્તાનની જગાઓ છે, તેમાં ઇસમાઇલી સિવાય કોઇએ પણ મૈયત દફન કરવું નહીં. તે છતાં બીજો કોઇ ખબર વગર જો મૈયત દાટી દેશે, તો તેનું મૈયત ચેતવણી આપ્યા વગર, કબરસ્તાનના કમપાઉંડમાંથી બહાર કાઢી નાંખવામાં આવશે.

૪૪ આપણી ઇસમાઇલી જમાતોમાં પબલીક રીતે અસલી કલમો " લા ઇલાહા ઇલલ્લાહ, મહમ્મદ રસુલલ્લાહ " પડાવવો.

૪૫ શાદી અને ગમીને લગતા પ્રસંગે, આપણા દીનદારોએ ઘર દીઠ એક માણુસે તો જરૂર ભાગ લેવોજ જોઇએ. જો એક માણુસ પણ નહીં

આવે, તો જમાતના ગુનેહગારછે.

૪૬ આપણા ઇસમાઇલી દીન ભાઇઓએ રંગુન અને બરમા ટાપુંના ગામોમાં કોઇપણ મરનાર શખસની મજલસ કરાવવી હોય, તો જમાતખાનામાંજ કરાવવી.

૪૭ જમાતખાના સિવાય કોઇપણ શખસે પોતાને ઘેર કોઇ કારણસર મજલસ કરવી હોય, તો તે કાઉનસીલની રજા લઇને કરવી.

૪૮ આપણા ઇસમાઇલી દીન ભાઇઓએ રંગુન અને બરમા ટાપુના ગામોમાં કોઇબી જમાતખાનામાં અથવા કોઇના ઘરમાં, કિસ્સો અથવા મરસીઆ, અથવા મુખતારનામું પડાવવું અથવા પડવું નહીં.

૪૯ જમાતખાનાની અંદર થાળ સુફરો રાંધવાનું કામ જેમ હમેશાં આપણા ભાઇઓ ઉમેદવાર તરીકે રાંધી લાવે છે, તેજ પ્રમાણે ઉમેદવારોએ લાભ લેવો.

૫૦ દરેક વખતની દુઆ બનતી કોશીસે જલદી પડાવી લેવી, તેમાં "મગરબ" નો વખત જે ટાઇમમાં થાય, તે ટાઇમથી શરૂ કરવો. "મગરબ" નો વખત પડાઇ રહ્યા પછી, દરરોજની જે દસોંદ આવે છે, તેની નોંધ હાજરીબુકમાં લેવી. ત્યાર પછી ગ્નાન અથવા ફરમાન થોડો વખત વાંચીને માઇના મુસાઇદો કરવો અને તે પછી થાળ સુફરા તથા નાંદીનું કામ ખલાસ કરીને "સોમણી" નો વખત પડાવવો. બધું કામ મગરબના વખતથી બે કલાકની અંદર ખલાસ કરવું.

૫૧ કાયદા પ્રકરણ બીજાની કલમ ૧૧ મીમાં જણાવ્યા પ્રમાણે, ઘટપાટ થાપના મગરબ ટાંકણે કરવા બાબે, મગરબનો અરથ એમ સમજવો કે સાંજના ૭ વાગ્યાથી તે બાર વાગ્યા સુધી થાય છે. માટે ઘટપાટ થાપના સાંજી અથવા સુમણીના વખત ટાંકણે કરવાની છુટ છે.

૫૨ બરમા ટાપુના દરેક ગામોની જમાતોમાં કોઇ પણ કારણસર ફાળો થએલો હોય, તેમાંથી કોઇ આસામી ઉપર બાકી રકમ રહેલી હોય, તો તેના પાસેથી શાદી ગમીના ટાંકણે ચાલુ મુખી કામડીઆએ અટકાવ કરીને, લેણી રકમ વસુલ કરવી. પણ તેની હાલતના પ્રમાણમાં અટકાવ લેવો.

૫૩ આપણા બરમા ટાપુમાંથી કોઇ પણ શખસે કાઉનસીલની રજા મેળવ્યા સિવાય, રંગુન જમાતના નામથી તાર અથવા કાગળ કોઈ બીજા

દેશાવરની જમાતોને લખવા નહીં.

૫૪ રંગુન તથા બરમા ટાપુ મધ્યેના આપણા કોઇ ભાઇને ત્યાં બાળક જન્મે, તેની છઠીની નોંધ દીવસ દશની અંદર જમાતખાનામાં જરૂર કરાવવી, તેનો લાગો જમાતના ધારા પ્રમાણે લેવામાં આવશે.

૫૫ રંગુન અને બરમા ટાપુ મધ્યેના આપણા દીન ભાઇઓનો છોકરો વરસ ચઉદથી મોટો, અને છોકરી વરસ બારથી મોટી હોય, તો તેનું સગપણ તેની મરજી વિરૂધ તેના માવીત્રો વગેરે કોઇપણ કરી શકશે નહીં.

૫૬ રંગુન અને બરમા ટાપુ મધ્યેના આપણા દીન ભાઇઓમાં કોઇનું સગપણ થયું હોય, અને તેમાં કન્યા વરસ સતરથી મોટી થાય, તો કાઉનસીલે તે ધણીઓને માસ ત્રણથી છ ની મુદતની નોટીસ મારફતે ચેતવણી આપવી, જે તેઓ વીવાનું કામ ઉકલાવે, છતાં પણ તેઓ નહીં ઉકલાવે, તો કાઉનસીલે તેમને ઉકેલવાની ફરજ પાડવી. જો વરનો પતો નહીં લાગતો હોય, જે તે કયાં છે, ત્યારે કાઉનસીલે નોટીસ આપ્યાના દીવસથી વરસ એક સુધી રાહ જોવી. ત્યાર પછી તે સગપણ તોડીને કન્યાને બીજે ઠેકાણે પરણાવી દેવાને તેના માવીત્રોને છુટ આપવી.

૫૭ રંગુન તથા બરમા મધ્યે, આજ પછી કોઇપણ શખ્સને આપણો શીઆ ઇમામી ઇસમાઇલી ધરમ બદલાવવો હોય, તો તે નીચે લખી શરતો પ્રમાણે બદલાવી શકશે.

(એ.) કોઇપણ મરદ અથવા ઓરત ધરમ બદલાવ્યા પેહેલાં, તેણે શીઆ ઇમામી ઇસમાઇલીઆ કાઉનસીલને લખીત ચીઠીથી ખબર આપવી. તેમજ કાઉનસીલે છપાવેલા ફારમમાં તેણે સહી કરી જવી.

(બી.) ધરમ બદલાવનાર શખ્સ અગર મરદ હશે, તો તેને નીચે લખી શરતો પ્રમાણે વર્ત્તવું પડશે.

1. પોતાની ઓરતને શીઆ ઇમામી ઇસમાઇલી ધરમના દરેક રીવાજ મુજબ વર્ત્તવાને તેમજ શીઆ ઇમામી ઇસમાઇલીઆ કાઉનસીલના બાંધેલા કાયદા મુજબ ચાલવાને છુટ આપેલી મળશે.

૨ પોતાનાં બાલબચ્ચાંઓ જે હશે, તેઓને પણ ઉપલી (બી.) ની પેહેલી પેટા કલમમાં જણાવ્યા પ્રમાણે છુટ આપેલી ગણાશે.

૩ પોતાની ઓરત સાથે કોઈ વખત કોઇપણ કારણસર અણબનાવ થાય, તેમાં અગર ઓરત તેના મરદથી જુદી રહેવા માંગતી હોય, તો તે ઓરતની ખાધાખોરાકી માટે કાઉનસીલ જે રકમ ઠેરાવશે, તે આપવાને બંધાએલો છે.

૪ પોતાની ઓરત સાથે કોઇપણ વખતે કોઇપણ કારણસર અણબનાવ થાય, તેમાં અગર ઓરત તલાક માંગે, તો તે તલાક આપવાને બંધાએલો છે. તેમજ ઓરત માટે કાઉનસીલ રૂપીઆ બે હજાર સુધીની જે રકમ ઠેરાવશે, તે પણ આપવાને બંધાએલો છે.

૫ પોતાનાં બાલ બચ્ચાંઓ જે હશે, તેઓના સગપણ અથવા વિવાહ અથવા ઘરઘેણું તેઓની મરજી વિરૂધ તે કરી શકશે નહીં.

૬ પોતાનાં બાલ બચ્ચાંઓ જે હશે, તેમાંથી કોઇપણ જુદો રહેવા માંગતો હોય, તો તેની ખાધા ખોરાકી વગેરેને માટે કાઉનસીલ જે રકમ ઠેરાવશે, તે આપવાને બંધાએલો છે.

(સી.) ધરમ બદલાવનાર શખ્સ અગર ઓરત હશે, તો તેને નીચે લખેલી શરતો પ્રમાણે વર્ત્તવું પડશે.

૧ પોતાનાં બાલ બચ્ચાંઓ જે હશે, તેની ઉપર તેનો કોઇ જાતનો હક રહેશે નહીં.

૨ પોતાના મરદ સાથે કોઇ વખતે કોઇપણ કારણસર અણબનાવ થાય, તેમાં અગર મરદ તલાક આપવા માંગે, તો તે કાંઇપણ ખરચ તથા મોહોર લેવા વગર, તલાક કબુલ રાખવા બંધાએલી છે. તેમજ મરદ તરફથી તેને લુગડાં તથા દાગીનાં વગેરે જે આપવામાં આવેલ હશે, તેની ઉપર તેનો કાંઇપણ હક રહેશે નહીં

૩ ધરમ બદલાવનાર ઓરત અગર વિધવા હોય, અને તેનાં બાળબચ્ચાં હોય, તેમાંથી કોઇપણ જુદો રહેવા માંગતો

હોય, તો તેની ખાધાખોરાકી માટે કાઉનસીલ જે રકમ ઠેરાવશે, તે આપવાને બંધાએલી છે.

(ડી.) ધરમ બદલાવનાર કોઇપણ મરદ અથવા ઓરત ઉપર લખી શરતો વિરૂધ વર્તશે, તો તેને નાતબહારની સજા કરવામાં આવશે. તેમજ ન્યાયની અદાલતમાં તેની ઉપર પગલાં લેવામાં આવે, તો તે કાંઇપણ તકરાર લેવા વગર ઉપર લખી શરતો પ્રમાણે વર્તવાને બંધાએલ છે.

૫૮ રંગુન તથા બરમા મધ્યે, આપણી શીઆ ઈમામી ઈસમાઈલી જમાતમાં હવે પછીનાં વરકન્યાની સગાઇ તથા વિવાહ તેમજ ધરઘણું કરતી વખતે, વર કન્યા અથવા તેમના વાલીઓ પાસેથી કાઉનસીલે છપાવેલા ફારમમાં સહી લેવી, જે, કોઇ વખતે વર અથવા કન્યાએ આપણો શીઆ ઈમામી ઈસમાઈલી ધરમ બદલાવવો નહીં. અગર જો કોઇ બદલાવશે, તો નીચે લખેલી શરતો પ્રમાણે વર્તવાને બંધાએલો છે.

(એ.) સગાઇ થયા પછી વિવાહ દરમીયાન, જો વર ધરમ બદલી નાંખે, તો તે તરફથી કન્યાને લુગડાં તથા દાગીનાં વગેરે કરવામાં આવ્યાં હોય, એટલે જે જમાતમાં નોંધાએલાં હોય, તે પાછાં આપ્યા વિના. તેનું સગપણ રદ થએલું ગણાશે.

(બી.) વિવાહ અથવા ધરઘણું થયા પછી, જો વર ધરમ બદલી નાંખે, તો તે તરફથી વિવાહ અથવા ધરઘણા વખતે લુગડાં તથા દાગીનાં વગેરે ઓરતને કરવામાં આવ્યાં હોય, એટલે જે જમાતમાં નોંધાએલાં હોય, તે સરવે ઉપર ઓરતનો હક છે, અને તલાક આપેલી ગણાશે.

(સી.) સગાઇ થયા પછી વિવાહ દરમીયાન, જો કન્યા ધરમ બદલી નાંખે, તો વર તરફથી તેને લુગડાં તથા દાગીનાં વગેરે કરવામાં આવ્યાં હોય, એટલે જે જમાતમાં નોંધાએલાં હોય, તે તથા થએલો ખરચ સરવે પાછો લેવાનો વરનો હક છે. મજકુર લુગડાં તથા દાગીનાં તથા ખરચ વગેરે વરને સ્વાધીન થયાથી, સગાઇ રદ થએલી ગણાશે.

(ડી.) વિવાહ અથવા ધરઘણું થયા પછી, જો ઓરત ધરમ બદલી નાંખે, તો વિવાહ અથવા ધરઘણા વખતે મરદ તરફથી તેને

લુગડાં તથા દાગીનાં વગેરે કરવામાં આવ્યાં હોય, એટલે જે જમાતમાં નોંધાએલાં હોય, તે તથા થએલો ખરચ સરવે પાછો લેવાનો મરદનો હક છે. મજકુર લુગડાં તથા દાગીનાં તથા ખરચ વગેરે મરદને સ્વાધીન થયાથી, તલાક આપેલી ગણાશે.

૫૯ કાયદા પ્રકરણ બીજાની કલમ ૫૮ મીમાં જણાવ્યા પ્રમાણે, વર કન્યાની સગાઇ, વિવાહ અથવા ઘરઘણું કરતી વખતે વર કન્યા અથવા તેઓના વાલીઓ પાસેથી સહી લેવા બાબે, બરમા ટાપુના રહેવાશી કોઇ બીજા દેશમાં જઇ, સગાઈ, વિવાહ અથવા ઘરઘણું કરે, તો તેના પાસેથી ત્યાંની જમાતે મજકુર કલમ ૫૮ મીની રૂએ સહી લેવી.

૬૦ બરમા ટાપુ મધે આપણા દીન ભાઇઓમાં સગપણ, વિવાહ વગેરેની રસમો નીચે પ્રમાણે ઠરાવવામાં આવી છે.

૧ વર કન્યાની સગાઇનો મુડો દેવાય, અને પીર સરકારમાં કોરી નાંખી, સાહેબી દફતરમાં નોંધ લઈ, સરકાર સાહેબીના લાગા તથા જમાતના લાગા ધારા પ્રમાણે લેવામાં આવશે. અને જમાતખાનામાં તે વખતે શરબત અથવા ખાંડ વરતાવી આપવામાં આવશે.

૨ મીઠો મુડો આપતી વખતે શ્રીફળ બે તથા સાકર અને ધરાખના પુડા બે તથા લીલી અતલસ ગજ એક કન્યાવાળાએ વરવાળાને આપવાં, તે વખતે વરવાળાએ થાલમાં શ્રીફળ એક તથા રૂા. ૦૧ રોકડો મુકવો.

૩ સગપણ થયા પછી વર અથવા કન્યા સારે ભલે અવસરે પોતાના સાસરીએ પહેલી વખત જાય, તો તેને જમાડી, ચાલતી વખતે, જો વર હોય તો તેને પાઘડીનો રૂપીઓ એક અથવા કન્યા હોય તો તેને ઓઢણીનો રૂપીઓ એક આપવો.

૪ કન્યાને ઓઢણી ઓઢાડવા જતી વખતે, મીઠાઇ વીસો સવા લઇ જવો અને ઓઢણીની સાથે દરદાગીનો લઇ જવો હોય તો તે લઈ જવાની છુટ છે. અને ઓઢણી ઓઢાડીને પાછા ઘેર જતી વખતે, કન્યાવાળા તરફથી વરવાળાને રૂપીઓ એક તથા શ્રીફળ એક આપવું. તેથી કાંઇ વધુ આપવું નહીં.

૫ મુરતું ચડાવવા જતી વખતે, વરવાળા તરફથી કન્યાને માટે

કપડાં જોડી બે તથા મીઠાઈ વીસો સવા તથા શ્રીફળ બે અને દરહાગીનાં સત્તા પ્રમાણે, લઇ જવાં, અને જમાતના લાગા ધારા પ્રમાણે આપવા. સમુરતું ચડાવનાર આસામી જો ગામમાં રહેતા હોય તો તેના તરફથી સમુરતુ લઇને આવેલા માણસને એક વખત જમાડવા. અને બહારગામથી આવેલા હોય, તો તેને દીવસ બે સુધી રાખવા. પણ મજકુર સમુરતામાં જનાર તથા આવનાર માણસ કુલ દશથી વધુ લાવવા કે લઇ જવા નહીં. અને પાછા ઘેર જતી વખતે, કન્યાવાળાએ પેહેરામણી બદલ વરવાળાઓને રૂપીઆ ચાર રોકડા આપવા.

૬ સગપણ થયા પછી વિવાહ થતાં સુધીમાં, વરવાળાઓ તરફથી કન્યા માટે દર વરસે સાલગીરીના તહેવાર ઉપર લુગડાં જોડી એક કરવાં, તેની સાથે મીઠાઇ વીસો સવા આપવી. અને કપડાં લઇને આવનારને કન્યાવાળાંઓએ રૂપીઓ એક આપવો.

૭ વર તરફ વાળાનાં સગાં વહાલાં કોઇ બહારગામથી આવે અને જો મીઠાઇ મેવો વગેરે લઇને કન્યાવાળાને ત્યાં જાય, તો કન્યાવાળાએ તેને રૂપીઓ એક આપવો.

૮ લગન લેવાનું કામ દીવસના અનુકુળ વખતે ઉકેલવું. અને લગન લખતી વખતે હાજર રહેલાઓને કન્યાવાળાઓ તરફથી ખાંડ વહેંચવી અથવા શરબત પીવરાવવું.

૯ માંડવો હમેશના ધારા મુંજબ કરવો. અને જમાતના લાગા ધારા મુજબ આપવા.

૧૦ વિવાહ દરમીયાન જો ચા કરવી હોય, તો એક વખત કરવી.

૧૧ વિવાહ દરમીયાન વરવાળાઓને અથવા કન્યાવાળાઓને જો ઇજન અથવા સધરીધામ કરવી હોય, તો તેને છુટ છે.

૧૨ ચખાણું દાગીના ચડાવવા ટાંકણે, મીઠાઈ વીસો સવા લઇ જવી. ત્યારે કન્યાવાળાઓ તરફથી થાળમાં રૂપીઓ એક તથા પુડા તથા શ્રીફળ બે રાખવાં. અને વરના બીજા સગાં વહાલાંઓએ મીઠાઇ અથવા બીજું કાંઇ લઈ જવું નહીં.

૧૩ સરગસની રાતે વિવાહને લગતું બધું કામ નીચેટી શીએ રાતના બાર વાગ્યા સુધીમાં ઉકેલી લેવું, તેમાં સરગસ રાતના આઠ વાગે

કાઢવું. અને જ્યારે વર તોરણે આવે, ત્યારે ફુલ ચોખા સિવાય બીજી કોઇ ચીજથી વધાવવો નહીં.

૧૪ વિવાહ દરમીયાન વાજાં ગાજાં કોઇને મંગાવવાં હોય, તો બે દીવસ રાખવાની છુટ છે.

૧૫ વિવાહ થતી વખતે સરકાર સાહેબીના લાગા તથા જમાતના તથા પંજેભાઇઓના લગતા લાગા હમેશના ધારા પ્રમાણે લઇને કામ ઉકેલવું.

૧૬ નીકાહ પડાઇ રહ્યા પછી, વરવાળાએ કન્યા સારૂ, પુડામાં કપડાં જોડી બે આપવાં. તેમજ કન્યાના માવીત્રોએ દેજમાં પણ કપડાં જોડી બે આપવાં. તેથી વધારે માસ બેની અંદર કોઈ કરશે, તેની પાસેથી ડબલ સાર લેવામાં આવશે.

૧૭ નીકાહ પડાવતી વખતે કન્યાને માટે મોહોરની રકમ ઓછામાં ઓછી રૂપીઆ સવા એકાવન મંડાવવી. તેથી વધારે મંડાવનારને છુટ છે.

૧૮ નીકાહ પડાઈ રહ્યા પછી, વરવાળાઓને કન્યાવાળાઓએ જો પહેરામણી કરવી હોય, તો તેને કપડાં નંગ દશ અથવા કપડાં બદલ રૂપીઆ પચીશ રોકડા આપવા.

૧૯ વર કન્યાની છેડા છેડી રસ્તા દરમીયાન બાંધી રાખવાની સખત મનાઇ છે. મગર વર કન્યાને ઘેર બાંધવાની છુટ છે.

૨૦ સતાડો જે થાય છે તે હવેથી નીકાહને વળતે દીવસેજ કરવો.

૨૧ વિવાહની સાર સરકાર બધા પાસેથી લેવામાં આવશે.

૨૨ ઉપર લખેલી રસમો સિવાય, કોઈ બીજી રસમ દાખલ કરવાની અથવા મજકુર રસમોમાં વધારો કરવાની કોઇને જરૂર જણાય, તો કાઉંનસીલની મંજુરી મેળવીને કરવી. પણ તેમાંથી કોઇ રસમ ઓછી કરવી, અથવા મજકુર રસમોમાંથી ઘટાડો કરવો એ તેની મરજી ઉપર આધાર છે. પણ સરકાર સાહેબીના લાગામાં ઘટાડો કરવામાં આવશે નહીં.

૬૧ બરમા ટાપુના દરેક ગામોમાં સગપણ તથા વિવાહ વગેરેની રસમો રંગુનના ધારા પ્રમાણે કરવી.

૬૨ શ્રી મુંબાસા ખાતે તા૦ ૬ ઠી નવેંબર સન ૧૯૦૫ ના રોજે

જંગબાર કાઉનસીલ, મુંબાસા કાઉનસીલ, બગામોયા કાઉનસીલના કેટલાક મેમ્બરો અને બીજા કેટલાક ગ્રહસ્થોની રૂબરૂ નામદાર આગાખાન સાહેબ, સર સુલતાન મહમદશાહ દાતારે ફરમાન જાહેર કર્યું હતું કે શાદી વિવાહ વગેરેનું ખરચ બને તેમ કમતી કરવું તે ઘણું સવાબનું કામ છે. માટે આ કામ પેહેલેથી નાતના કોઇ અધીકારીએ કરીને જમાતમાં દાખલો બેસાડવો. તેમજ આવું કામ કરનાર ગ્રહસ્થ સાથે સરવે અધીકારીઓ, અમલદારીઓ તથા નાતના દરેક આસામીએ મદદ કરવી, એટલે તે કામમાં તેની સાથે ભાગ લેવો, કે તેથી તેઓને પણ વિશેષ સવાબ થશે. માટે દરેક ગામોમાં પોતાની કોમના ભલા અરથે એવા સુધારા કરવા જોઇએ.

(તા. ક.) આપણા બરમા ટાપુંમાં પણ આપણા ખેરખાહ માનવંતા હાજર ઇમામની આ અતિ ભલી સૂચના ઉપર ઇસમાઇલી ભાઇઓનું ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે.

૬૩ ઇસમાઇલીઓએ વિવાહના પ્રસંગમાં કોઇ ઇસના અશરીને કાંઇપણ દેવું નહીં, તેમ ઇસના અશરી પાસેથી કાંઇ લેવું નહીં. અગર જો કોઇ કાંઇપણ લેશે અથવા દેશે તો તે જમાતનો ગુનેહગાર છે. કાઉનસીલ વધુ મતે તેને નાત બહાર સુધીની સજા કરવાને સત્તાવાર છે.

૬૪ આપણા ઇસમાઇલી દીનભાઇઓએ ઇસમાઇલી સિવાય અવર કોમથી નીકાહ કરવી નહીં. છતાં કોઇ કરશે અને તે બાબતની કાઉનસીલને ખબર પડશે અને સાબીત થશે, તો વધુ મતે કાઉનસીલ તેને નાત બહાર સુધીની સજા કરવાને સત્તાવાર છે.

૬૫ કોઈ ધણી ધણીઆણીમાં મોટી તકરાર થાય અને છુટા છેડા કરવા માંગતા હોય, ત્યારે અવલ તો કાઉનસીલની ફરજ છે જે તેઓને સમજાવે. તે છુટા છેડા નહીં થાય તો સારૂં, અને તેટલાજ માટે તેના બનતા ઉપાયો લેવા. કાઉનસીલે કોશેશ કરવા છતાં કાઉનસીલને માલમ પડે જે એમ કરવાથી પણ ઘરવાસ ચાલવાનો સંભવ નથી, ત્યારે જો મરદ છુટા છેડા કરવા માંગતો હોય, તો કાઉનસીલ વધારે મતે જે રકમ ઠરાવે, તે ઓરતને અપાવવી. અગર ઠરાવેલી રકમ મરદ નહીં આપે, તો કાઇનસીલે તેને સજા કરીને પણ ઉપલી રકમ લઇ ઓરતને અપાવવી. હવે ધારો કે ઠરાવેલી રકમ જો ઓરત કબુલ

નહીં કરે, તો તે રકમ મરદ પાસેથી લઈને કાઉનસીલમાં અનામત રાખવી, અને મરદને મુક્ત કરવો. અગર જો ઓરત છુંટા છેડા કરવા માંગતી હોય, તો તેણીની મોહોર અથવા પમાર અને અનામત અપાવ્યા વગર, કાઉનસીલે તેણીને મુક્ત કરવી.

૬૬ કોઈ શખ્સ એક ઓરત છતાં બીજી ઓરત કરવા માંગે, તો આગલી ઓરતને માટે, જો તે શખ્સ ગરીબ હાલતનો હોય, તો રૂપીઆ બે હજાર કાઉનસીલમાં અનામત રાખે, અને જો તવંગર આસામી હોય, તો કાઉનસીલ વધારે મતે જે ઠરાવ કરશે, તેટલી રકમ તે શખસે કાઉનસીલમાં અનામત રાખવી. હવે ઉપર જણાવેલી અનામતની રકમ કાઉનસીલ ઇસ્ટેટપર રોકે, તેની પેદાશી, જો આગલી બાઇડી તેણીના ધણીની સાથે રહેતી હોય, તો તે ધણીને આપવામાં આવશે. અગર તે ઓરત કાંઈ કારણુસર ધણીથી જુદી રહે, તો તે બાઇને આપવામાં આવશે, અને તે બાઇ જ્યારે ગુજરી જાય, ત્યારે અનામતની રકમ માંથી કાઉનસીલની મરજી મુજબ તેણીની મરણુ અથવા ધરમ ક્રિઆ કરી, બાકીનાં નાણું તેણીના ધણીને સોંપવામાં આવશે. સદરહુ કલમ બરમા ટાપુમાં જે શખ્સ બીજી ઓરત કરે ફક્ત તેનેજ માટે છે.

૬૭ કોઇબી શખસ વાજબી કારણુસર એક ઓરત છતાં બીજી ઓરત કરે. અને કાઉનસીલને તેનું કારણુ વાજબી જોવામાં આવે, તો કાઉનસીલ પોતાના ધ્યાન પ્રમાણે આગલી બાઇડીને વાસ્તે ભરણુ પોષણુનો પુરતો બંદોબસ્ત કરીને, વધું મતે તેને બીજી ઓરત કરવાનો હુકમ આપવાને સત્તાવાર છે.

૬૮ કાયદા પ્રકરણુ બીજાની કલમ ૬૬–૬૭ મીમાં જણાવ્યા પ્રમાણે, એક ઓરત છતાં બીજી ઓરત કરવા બાબે. કોઈ રંગુન અથવા બરમા ટાપુનો રહેવાશી બીજા દેશમાં જઈને તેમ કરવા માંગે, તો તેની પાસેથી ત્યાંની જમાતે આગલી ઓરત માટે, મજકુર કલમ ૬૬–૬૭ મીની રૂએ બંદોબસ્ત કરવો.

૬૯ રંગુન ઇસમાઇલીઆ કાઉનસીલના કાયદા પ્રકરણુ પેહેલા તથા બીજામાં લખ્યા મુજબના સરકાર સાહેબીના તથા જમાતના લાગા, રંગુન શીઆ ઇમામી ઇસમાઇલી જમાતની ધારા બુકમાં લખ્યા પ્રમાણે લેવામાં આવશે અને તે પ્રમાણે બરમા ટાપુના બધા ગામોની જમાતોએ વરતવું.

૭૦ રંગુન તથા બરમા ટાપુંમાં આપણી શીઆ ઇમામી ઇસમાઇલી ખોજા જમાતમાં જો કોઈ શખ્સને ઘેર દીકરો જન્મે, તો આના સવા દશ, અને સગાઈ થાય ત્યારે રૂપીઆ સવા, તથા વિવાહ વખતે રૂપીઆ અઢી લેવામાં આવશે. ઉપર લખેલી રકમ ઉપરાંત કોઈ ભાઇને વધારે આપવાની ઉમેદ હશે, તો તેની ખુશી ઉપર આધાર છે. અને તે રૂપીઆ "ખોજા શીઆ ઇમામી ઇસમાઇલી બરમા સંકટ નિવારણ ફંડ" માં નાંખવામાં આવશે.

૭૧ બરમા ટાપુના રહીશ ઇસમાઇલી મુરીદ બરમા ટાપુમાં અથવા જ્યાં પણ હાજર ઇમામને મહેમાની કરે, તો રંગુન જમાતના "ખોજા શીઆ ઇમામી ઇસમાઇલી બરમા સંકટ નીવારણ ફંડ"માં રૂપીઆ દશ આપવા, ઉપરાંત બીજું તે ધણી બીજા ઠેકાણાના ફંડમાં આપે તો તેની ખુશી ઉપર છે.

૭૨ કોઈ ઇસનાઅશરી ગુજરી જાએ, અથવા બહાર ગામથી ખબર આવે, તો તેની સાદરી ઇસમાઇલીઓએ નાંખવી નહીં.

૭૩ ઇસના અશરી મુલ્લાં અથવા સય્યિદો વગેરે સાથે આપણા દીનભાઇઓએ મઝહબી બાબતો વિષે સંબંધ રાખવો નહીં, તેમ તેઓ પાસે દોરા, તાવીજ વગેરે કરાવવાં નહીં, અથવા તે બાબત તેઓને ઘેર આવવા દેવા નહીં. અગર જો અચાનક તેઓ ઘેર આવે, તો સભ્યતાથી તેમને કાઢી મુકવા.

૭૪ કોઇ ઘરમાં ઇસમાઇલી અને ઇસના અશરી સગાંવહાલાં સાથે રહેતાં હોય, તેમાં ઇસમાઇલી ગુજરી જાય, તેનો જનાજો ઇસમાઇલીઓ ઉપાડશે, તેમાં ઇસના અશરીઓ કોઇપણ રીતે ભાગ લઇ શકશે નહીં, તેમ તેઓએ જુદીજ હદમાં રહેવું. અને સાદરી નાંખવાની બાબતમાં ઇસના અશરીઓ સદંતર તે ઘરમાંથી જારથ સુધી નીકળી જતા હોય, તોજ ત્યાં સાદરી નાંખવી. નહીં તો કાઉન-સીલની મરજી મુજબ બીજા કોઈ ઘરમાં તે ક્રિયા કરવી, અને કફન દફનનો ખરચ કોઇ ઉમેદવાર દીએ તો લેવો. નહીં તો રંગુન ખાતે રાખેલા ફંડની આવકમાંથી ખરચ કરવો.

૭૫ કાયદા પ્રકરણ બીજાની કલમ ૭૪ મીમાં જણાવ્યા પ્રમાણે, કફન તથા દફનના ખરચ બાબે, બરમા ટાપુના દરેક ગામોમાં કોઈ ઉમેદવાર

ખરચ આપે તો લેવો, નહીં તો રંગુન ખાતે રાખેલા ફંડની આવક-માંથી મંગાવી લેવો.

૭૬ ઇસમાઇલીઓ કોઇને પણ રંગુન, બરમાં ટાપું અથવા બીજા દેશાવરના કોઇપણ ગામમાં, ઇસના અશરીઓ સાથે શાદી અથવા ગમી વગેરે બાબતોમાં ભાગ લેવાને, અથવા ઇસના અશરીઓને પોતાને ત્યાં બોલાવવાને મનાઈ છે. છતાં જો કોઇપણ ભાગ લેશે અથવા બોલાવશે, તો કાઉનસીલ વધારે મતે તેને નાત બહાર સુધીની સજા કરવાને સત્તાવાર છે.

૭૭ કોઈ ઇસના અશરી ઈસમાઈલીને ત્યાં આડતીઆ તરીકે ઉતરે, તો તેને પોતાને ત્યાં ખવરાવવું નહીં. અગર કોઇ ઇસના અશરીને ત્યાં ઇસ-માઇલી આડતીઆ તરીકે ઉતરે, તો તેને ત્યાં ખાવું નહીં.

૭૮ આપણા દીનદારોએ ધરમ સંબંધી અથવા મઝહબી કોઇપણ બાબતમાં ઇસના અશરીઓ સાથે ભાગ લેવો નહીં. અગર કોઇ ભાગ લેશે, તો તે જમાતનો ગુનેહગાર છે. તેને કાઉનસીલ વધુ મતે નાતબહાર સુધીની સજા કરવાને સત્તાવાર છે.

૭૯ આપણા દીનદારોએ કોઇ ઇસના અશરીનું નોતરૂં લેવું નહીં, તેમ કોઈ ઇસના અશરીને નોતરૂં દેવું નહીં, તેથી વિરૂધ ચાલનાર શખસને કાઉનસીલ વધુમતે સજા કરશે.

૮૦ આપણા મઝહબવાળાઓએ ઇસના અશરી મઝહબવાળાઓની દીકરી લેવી નહીં, તેમ તેને દેવી નહીં. તેથી વિરૂધ ચાલનાર શખસને કાઉનસીલ વધુ મતે સજા કરશે.

૮૧ કોઇ અવર કોમવાળાઓ નોતરાં દીએ, તેમાં જો ફક્ત ઇસમાઈલી અને ઇસના અશરીઓનેજ તેડાવે, તો ત્યાં જવું નહીં. પણ ઇસમાઇલીઓ અથવા બીજી બે ત્રણ કે તેથી વધારે કોમને તેડાવે તો ત્યાં જવું.

૮૨ દરેક કોમની સાથે વેપાર અથવા ચેમ્બર ઓફ કામર્સ દરમીયાન આવવા જાવાની છુટ છે.

૮૩ કોઇપણ ઠેકાણે જાહેર પ્રજાના મેલાવડા દરમીયાન આપણી કોમને ભાગ લેવાની છુટ છે. પણ તે મેલાવડામાં ફક્ત બેજ કોમ યાને ઇસમાઇલીઓ અને ઇસના અશરીઓ સાથે મળીને ભાગ

લેવાનો સંબંધ હોય, તો તેવા મેલાવડામાં ભાગ લેવો નહીં.

૮૪ શીઆ ઈમામી ઈસમાઈલી, નામદાર આગાખાન સાહેબના મુરીદોની અસલથી એવી રસમ છે, જે કોઇપણ દેશમાં તેઓ રહેતા હોય, તે રાજ્યના દીલથી ખેરખાહ અને વફાદાર રહેવું. તેમ તેની શુકર ગુજારી કરવી. તથા તેના હુકમ માનવા. અને ખુશી વખતે ખુશાલી દરશાવવી. ગમી વખતે ગમી જાહેર કરવી. તેમ સંગ પ્રસંગે પોતા તરફથી ખાસ માનપત્રો આપવાં. હવે કોઇ વખતે જરૂર પડે જે કુલ પ્રજા તરફથી એકજ માનપત્ર દેવાય, તો તેમાં સહીઓ કરવી.

૮૫ કોઇ બાઇ ઇસમાઈલી હોય, અને તેનો ધણી ઈસના અશરી હોય, તેનાં બચ્ચાંની છઠી રીવાજ પ્રમાણે જમાતમાં નોંધવી નહીં. મગર તેની મરણ ક્રિયા કરવાનું કામ જો કાયદા પ્રકરણ બીજાની કલમ ૭૪ ની રૂએ ઇસમાઇલીઓને સોંપવામાં આવે, તો તે કામ, મજકુર બચ્ચાનો દાદો ઇસમાઈલી હોય, તો તેના નામે કરવું, નહીં તો તેની માતાને નામે કરવું.

૮૬ કાયદા પ્રકરણ બીજાની કલમ ૭૬ મીમાં જણાવ્યા પ્રમાણે, શાદી અથવા ગમી વગેરે બાબતોમાં કોઇ ઇસમાઇલીઓએ ઇસના અશરી સાથે ભાગ નહીં લેવા બાબે, બરમા ટાપુનો રહેવાસી કોઇ બીજા દેશમાં જઇ, મજકુર કલમનો ભંગ કરશે, તો તે જ્યારે બરમા ટાપુમાં પાછો આવશે, ત્યારે તેના ઉપર પ્રકરણ બીજાની કલમ ૭૬ મીની રૂએ કામ ચલાવવામાં આવશે.

૮૭ બરમાના કોઇપણ ગામની જમાતે, જમાતખાના સારૂ નોકર ચાકર તેમજ દીવાબતીનું ખરચ વાજબી રીતે કરવું. તે ઉપરાંત કાંઇપણ ખરચ સરકાર સાહેબીમાંથી તેઓએ રંગુન ઇસમાઇલીઆ કાઉન-સીલની પરવાનગી મેળવ્યા વગર કરવો નહી. મજકુર હુકમનો જે કોઇ અનાદર કરશે, તે સરકાર સાહેબીનો ગુનેહગાર છે. તેને સજા કરવાને રંગુન કાઉનસીલ સત્તાવાર છે.

૮૮ જમાતના ચાલુ મુખી, કામડીઆ અથવા અમલદારોનું જો કોઇપણ શખસ અપમાન કરશે, તો તેવા શખસ ઉપર કાઉનસીલમાં કામ ચલાવવામાં આવશે, અને કાઉનસીલ વધુ મતે તેને સજા કરવા

સત્તાવાર છે.

૧ મજકુર કાયદા રંગુનની શીઆ ઇમામી ઇસમાઇલી ખોજા જમાતમાં પબલીક રીતે વાંચી સંભળાવવામાં આવેલ છે.

૨ તા૦ ૮ મી જાનેવારી સને ૧૯૧૦, માગસર વદ ૧૨ સંવત ૧૯૬૬, તા૦ ૨૫ મી જીલ હજ, હીજરી સન ૧૩૨૭ ને વાર શનેઉને રોજે, રંગુન કાઉનસીલના પ્રેસીડંટ મુખી જીવાભાઇ ભાણજી તથા રંગુન કાઉનસીલના બીજા પ્રતિનિધીઓએ શ્રી પુના મધે, હીઝ હાઇનેસ, આગાખાન, સર સુલતાન મહમદશાહ જી. સી. આઇ. ઇ. હાજર ઇમામ, હાદીયુલ મહદી, સાહેબુલ અમર તરફથી, આ કાયદા અમલમાં મુકવાની બહાલી મેળવી છે.

૩ અમે અમારા સત્ય ધરમથી ખુદાને હાજર નાજર જાણી, અમારી રાજી ખુશીથી ખુલ્લા દીલ સાથે કબુલ કરીએ છીએ કે આપણી જમાતના સામાન્ય તેમજ અમારા પોતાના લાભ અરથે, મજકુર કાયદા પ્રમાણે ચાલવાને, તથા તેમને બરાબર અમલમાં લાવવાને અમે સરવે રાજી ખુશીથી બંધાઇએ છીએ.

## સહીઓ.

૧ પ્રેસીડંટ મુખી જીવાભાઈ ભાણજી.

૨ વાઈસ પ્રેસીડંટ કામડીઆ ખટાઉભાઈ ફદુવાણી.

૩ અમલદારી મહમદભાઈ જશરાજ.

૪ ,, અલીભાઈ મહમદ.

૫ ,, મહમદભાઈ કુવરજી.

૬ ,, ઇસમાઇલભાઈ હકીમજી.

૭ ,, કાનજીભાઈ નાનજી.

૮ ,, ઇબરાહીમભાઈ વીરજી કામડીઆ.

